પ્રો. શંભુપ્રસાદ સો. દવે અને શ્રી પરમસુખભાઈ જ. પંડયાને

સૌહાર્દ–સ્નેહ તત્ર અંતરના અમિત

આ જીવને किमपि द्रव्य બન્યા પુનિત !

# પ્રાસ્તાવિક

મારું 'ભાષા, વૃત્ત, અને કાવ્યાલંકાર' છેલ્લાં દસેક વર્ષથી અપ્રાપ્ય છે. એનો ત્રીજો ખંડ 'ગુજરાતી ભાષાનો વિકાસ' મુંબઈ યુનિવર્સિટીએ, અને એ પછી નવોદિત ગુજરાત યુનિવર્સિટી, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી વડોદરા, વલ્લભ વિદ્યાનગર આદિ યુનિવર્સિટીઓએ બી. એ. ના સ્પેશ્યલ અભ્યાસક્રમમાં નિયત કર્યો હતો.

એ પુસ્તકની આવૃત્તિ પૂરી થઈ ગયા પછી ભાષાવિજ્ઞાનમાં છેલ્લા એએક દસકામાં જે અસાધારણ પ્રગતિ થઈ છે એના અનુલક્ષમાં એક અદ્યતન નવી રચના—જેમાં ભાષાવિજ્ઞાનના સિદ્ધાન્તોના નિરૂપણમાં ભારતીય આર્ય (ઇન્ડો–આર્યન) નાં સ્વરૂપોનાં ઉદાહરણો આપ્યાં હોય એવી—તૈયાર કરવાની મનમાં ધારણા હતી. તદનુસાર 'ભાષાવિજ્ઞાન' તૈયાર થયું. એના પ્રથમ ખંડમાં ભાષાવિજ્ઞાનના 'સામાન્ય સિદ્ધાન્તોનુ નિરૂપણ' અને બીજા ખંડમાં 'ઐતિહાસિક નિરૂપણ' માં ગુજરાતી ભાષાનો વિકાસ પ્રમુખતયા નિરૂપવાનુ વિચાર્યું હતું. પ્રથમ ખંડ ('સિદ્ધાન્ત–નિરૂપણ') ઘણો વિસ્તૃત થઈ જવાથી એને એક સ્વતન્ત્ર પુસ્તક રૂપે પ્રગટ કરવાનું આવશ્યક બન્યું. બીજો ખંડ ('ઐતિહાસિક નિરૂપણ'–'ગુજરાતી ભાષાનો વિકાસ') ધીમે ધીમે તૈયાર થતો જતો હતો. એ તૈયાર થઈને પ્રસિદ્ધ થતાં અન્યાન્ય વ્યવધાનોમાં હજી પણ સમય લાગ્યો હોત. પણ પ્રિ. યશવન્તભાઈ શુકલ, પ્રો. ડૉ. ચિમનલાલ ત્રિવેદી જેવા કેટલાક મિત્રોનો ખૂબ આગ્રહ થયો કે આ કામ સત્વરે તૈયાર કરી આપવું, જેથી બી. એ. ગુજરાતી સ્પેશ્યલના વિદ્યાર્થીઓને આજે કોઈ વ્યવસ્થિત

પ્રમાણભૂત પુસ્તકને અભાવે પડતી મુશ્કેલીનું નિવારણ થાય. એમના મમતાભર્યા આગ્રહને વશ થઈને અનેક વ્યવધાનોમાંથી સમય મેળવીને આ પુસ્તક તૈયાર કર્યું છે, અને એ નિર્વિઘ્ને વિદ્યાર્થીઓને પ્રાપ્ય થાય એ માટે બનતી ત્વરા કરી છે.

આ પુસ્તક સામાન્યતઃ ગુજરાત–મહારાષ્ટ્રની યુનિવર્સિટીઓના બી. એ. ના ગુજરાતીના અભ્યાસક્રમને સંપૂર્ણપણે આવરી લેવાય એ રીતે તૈયાર થયું છે; પણ એ સાથે જ અનુસ્નાતક કક્ષાના–એમ. એ. ના વિદ્યાર્થીઓને પણ એ ઉપયોગી નીવડે એવી દૃષ્ટિ રાખી છે.

ભાષાના ઉદ્ગમની સામાન્ય ચર્ચાથી આરંભીને ઇન્ડો યુરોપિયનમાંથી વૈદિક, સંસ્કૃત આદિ પ્રાચીન ભારતીય આર્ય (Old Indo-Aryan) અને પ્રાકૃત અપભ્રંશ આદિ મધ્ય ભારતીય આર્ય (Middle Indo-Aryan) દ્વારા નૂતન ભારતીય આર્ય (New Indo-Aryan) માંની આપણી ગુજરાતી ભાષાના ઉદ્ગમ અને વિકાસની સમીક્ષા કરી છે. એમાં ગુજરાતી ભાષાના ધ્વનિતંત્રનો વિકાસ, એના શબ્દસંડોળનો ઉપચય, એની વિવિધ બોલીઓનું સ્વરૂપ, અને એનાં શબ્દરૂપોની વ્યુત્પત્તિ એ સર્વનું વીગતે અવલોકન કર્યું છે. બી. એ. ના ગુજરાતી સ્પેશ્યલના અને એમ. એ. ના વિદ્યાર્થીઓને તો આ પુસ્તક વિશિષ્ટતયા ઉપયોગી થશે, પણ સાથે સાથે ગુજરાતી ભાષાના અભ્યાસીઓને પણ એ રસપ્રદ અને માહિતીપ્રદ નીવડશે એવી આશા છે.

આ પુસ્તકના મુદ્રણમાં વિસનગરની 'વિસનગર પ્રિન્ટરી' અને અમદાવાદનું સુપ્રસિદ્ધ ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ એ બે પ્રેસોનો મને ખૂબ જ સહકાર મળ્યો છે. એમની સ્નેહભરી સહાયતા વિના આ પુસ્તક હજી ક્યારે પ્રકટ થઈ શકત એ કહેવાત નહીં. એ માટે વિસનગર પ્રિન્ટરીના વ્યવસ્થાપક કવિ–લેખક શ્રી. દેવશંકર નાથાલાલ મહેતાનો, અને ડાયમંડ પ્રેસના વ્યવસ્થાપક મારા પરમ સ્નેહી

શ્રી. સુરેશચંદ્ર પોપટલાલ પરીખનો હું અત્યંત ઋણી છું. આ પુસ્તક તૈયાર કરતી વખતે અનેક કીમતી સૂચનો કરવા માટે ભાષાશાસ્ત્રના પ્રખર અભ્યાસી, ગુજરાત યુનિવર્સિટીના ભાષાવિજ્ઞાનના પ્રોફેસર, મારા પરમ મિત્ર ડૉ. હરિવલ્લભ ભાયાણીનો, અને આ પુસ્તકનાં પ્રૂફો જોઈ આપવામાં સાહાય્ય કરવા માટે મારા અંતરંગ મિત્ર પ્રો. ડૉ. ચિમનલાલ ત્રિવેદીનો હું અત્યંત આભારી છું. તેમ આ પુસ્તક મિત્રભાવે ખૂબ ઉત્સાહપૂર્વક પરિશ્રમ લઈને સુઘડ સ્વરૂપે પ્રસિદ્ધ કરવા માટે મેસર્સ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ.નો હું આભારી છું.

ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ અને
એ. એમ. પી. લૉ કૉલેજ, કાન્તિલાલ બ. વ્યાસ
રાજકોટ. તા. ૩-૯-૬૫

# અનુક્રમ

## પ્રકરણ પહેલું

### ભાષાઅંધારણ- પ્રકારો અને વર્ગીકરણ

**ભાષા-મહત્ત્વનાં પરિમળો** - ભાષા એ માનવજાતિની એક અત્યંત મહત્ત્વની લાક્ષણિક સિદ્ધિ છે. અન્ય પ્રાણીઓમાં મહત્ત્વની લાગણીઓ વ્યક્ત કરવાને અમુક પ્રકારના વિશિષ્ટ ધ્વનિઓ હોવાનું જણાયું છે, પણ એ ગણતર સાહજિક ધ્વનિઓને કોઈ પ્રકારે 'ભાષા' કહી શકાય તેમ નથી. એ પ્રાણીધ્વનિઓમાં માનવભાષા જેવી સુવિશિષ્ટ સહેતુક અર્થવત્તા હોતી નથી.

માનવભાષાના વિકાસમાં માનવજાતિની શરીરરચના અને ખાસિયતો પણી સહાયક નીવડી છે. પ્રથમ તો માનવે ઊંચી ટટાર ગતિ સિદ્ધ કરી, અને વસ્તુઓ પકડવાને માટે મુખને બદલે હાથનો ઉપયોગ શરૂ કર્યો, ત્યારથી માનવમુખ અનેક અનેક ધ્વનિઓ કાઢવાને સમર્થ બનતું ગયું. માનવ સ્ત્રીપુરુષનુ દીર્ઘકાલીન સહજીવન થતાં, અને માનવશિશુની અસહાય બાલ્યાવસ્થાને કારણે કુટુંબયોજના દીર્ઘકાલીન બનતાં, પરસ્પર પોતાની લાગણીઓ, વિચારો વ્યક્ત કરવાનું આવશ્યક બન્યું. એમાંથી માનવ ભાષાની ઉત્પત્તિ થઈ

માનવ ભાષાની ઉત્પત્તિ સંબંધે ભાષાશાસ્ત્રીઓએ ભિન્ન ભિન્ન તર્કો કર્યા છે, અને અનેક મતો દર્શાવ્યા છે પરંતુ એ સર્વ કેવળ ઊહ (hypothesis) ની કક્ષાના છે. એ સંબંધે વિશેષ વિચાર આપણે આગળ ઉપર કરીશુ. અહીં માત્ર ભાષાના સ્વરૂપ સંબંધે વિચાર કરીશું.

**ભાષાનું સ્વરૂપ** નીચે પ્રમાણે દર્શાવી શકાય:

'માનવ ઉચ્ચારણ-અવયવોથી ઉચ્ચારાતા યાદૃચ્છિક (arbitrary) ધ્વનિઓની એક વિશિષ્ટ સંયોજના (sytem), જે વડે સમાજમાં પરસ્પર વિચાર-ભાવનો વિનિમય થઈ શકે છે અને સમાજનો વ્યવહાર ચાલે છે, તે ભાષા'. સાદા શબ્દોમાં કહીએ તો 'પોતાના

વિચાર, લાગણી ઇ૦ બીજાઓને સ્પષ્ટ રીતે જણાવવા—સમજાવવાનું ધ્વનિરૂપ સાધન તે ભાષા', એમ ભાષાનું લક્ષણ બાંધી શકાય.

અહીં બોલવું એ સ્વલક્ષી તત્ત્વ કરતાં અન્યને ગ્રહણ કરાવવું, સમજાવી શકવું એ પરલક્ષી તત્ત્વ એ ભાષાનું વધારે મહત્ત્વનું લક્ષણ છે. ભાષા એ એક સામાજિક ઘટના છે—જે સમાજમાં એ ભાષા પ્રચલિત હોય તેમા જ એનો વ્યવહાર થઈ શકે છે. ઉ. ત. માત્ર ગુજરાતી ભાષા જાણનાર સમાજમાં તામીલ કે ચીની ભાષામાં બોલવું અર્થહીન બનશે. ભાષા ધ્વનિઓની બને છે; પ્રત્યેક ભાષામાં ધ્વનિઓની એક વિશિષ્ટ સંયોજના, વ્યવસ્થા હોય છે, તદનુસાર શબ્દો બને છે, અને સમાજ-વ્યવહાર ચાલે છે. શબ્દના ધ્વનિઓ અને અર્થ વચ્ચેનો સંબંધ યાદૃચ્છિક (arbitrary) હોય છે. ચેષ્ટાદિકથી કે સંજ્ઞાઓથી પણ વિચારની અભિવ્યક્તિ થઈ શકે છે, પણ એને ભાષા કહેવાતી નથી.

## ભાષાસ્વરૂપોનું વર્ગીકરણ

ભાષાનાં સ્વરૂપોનું વર્ગીકરણ બે રીતે થઈ શકે: એક ભાષાઓના વંશવૃક્ષ અનુસાર (genealogical classification) અને બીજું ભાષાઓની પદઘટના કે વ્યાકરણ અનુસાર (morphological classification). આ બીજી પદ્ધતિએ ભાષાના પદબંધારણ અનુસાર નીચે પ્રમાણે પ્રભેદો પાડવામાં આવ્યા છે.

(૧) અયોગાત્મક કે પ્રત્યયરહિત ભાષાઓ (isolating languages) :—

આ પ્રકારની ભાષામાં સંપૂર્ણ પદરૂપો હોતાં નથી પણ માત્ર એકાક્ષરી શબ્દો હોય છે, જેના રૂપમાં કદી ફેરફાર થતો નથી. એમાં જાતિ, વચન, કાળ, વિભક્તિ ઇત્યાદિ દર્શાવવાના પૂર્વગ અનુગ પ્રત્યયાદિક હોતા નથી એથી વાક્યમાં શબ્દનું સ્થાન નામ, વિશેષણ કે ક્રિયાપદનું છે એ નક્કી કરવાનું કાંઇ જ પ્રગટ સાધન મળતું નથી. કેવળ વાક્યમાં

પદક્રમ (પદનું સ્થાન, syntax) ઉપરથી એનું નામ, વિશેષણ કે ક્રિયાપદાદિક સ્વરૂપ કલ્પી લેવું પડે છે. વળી એક જ પદ વાક્યમાં સ્થાનાન્તર કરીને નામ વિશેષણ કે ક્રિયાપદરૂપે પ્રયોજાઇ શકે. વચનભેદ –અર્થાત્ કોઇ નામ તરીકે વપરાયેલો શબ્દ એકવચનમાં છે કે બહુવચનમાં એ પણ એના સંદર્ભમાંથી જાણી લેવાનું રહે છે જ્યાં ગૂંચવણ થવાનો સંભવ હોય કે બહુત્વ ભારપૂર્વક દર્શાવવાનું હોય ત્યાંજ બહુત્વસૂચક અન્ય શબ્દો જોડવામા આવે છે.

ચીની ભાષા આ પ્રકારની પ્રત્યયરહિતા કે અન્વયાનુસારિણી[1] ભાષા છે. એમાં શબ્દો કેવળ અવિકારી હોય છે, અને માત્ર અન્વયથી, અર્થાત્ વાક્યમાં શબ્દોના નિશ્ચિત ક્રમ વડે જ એનું નામ કે આખ્યાતાદિક (ક્રિયાપદ વગેરે) સ્વરૂપ પ્રગટ થાય છે જેમકે 'તા કુઓક' (ta kuok) એટલે 'મોટું રાજ્ય' એવો અર્થ થાય; પણ એ શબ્દોનો ક્રમ ફેરવીને 'કુઓક તા' કહીએ તો 'રાજ્ય મોટું છે' એવો અર્થ થાય. અર્થાત્ નામસ્થાનીય શબ્દની પૂર્વે વાક્યની શરૂઆતમાં 'તા' શબ્દ આવ્યો ત્યારે એ વિશેષણ ગણાયો, અને એ શબ્દની પછી છેવટના ભાગમાં આવ્યો ત્યારે ક્રિયાપદ બન્યો. બેશક, 'તા' નાં બન્ને સ્વરૂપોમાં અર્થચ્છાયા સરખીજ રહી છે 'કુઓક તા' ની પછી ક્રિયાપદાર્થ કોઇક શબ્દ આવે તો વળી એ બે પદોનો અર્થ 'રાજ્યની મહત્તા' એવો થાય. તેમ 'ત્સાઇ નિઉ' (tsi niu) એટલે 'છોકરાઓ અને છોકરીઓ' એવો અર્થ થાય; પણ એ પદોને ઉલટાવીને 'નિઉ ત્સાઇ' એમ કહેવામાં આવે તો 'છોકરી (રૂપ) બાળકો' એવો અર્થ થાય.

બહુવચન વગેરે વાક્યના સંદર્ભ દ્વારા સમજી લેવાનું રહે છે, જો કે વિશિષ્ટ ભારપૂર્વકનું બહુત્વ દર્શાવવાને 'કિ' (ki)='કેટલાક', 'શુ' (šu) ='સંખ્યા (બંધ)' એવા સ્વતંત્ર શબ્દો જોડવામાં આવે છે.

૧. કેટલાક એને ક્રમાનુસારિણી ભાષા કે ધાતુમયી ભાષા (root –language) પણ કહે છે

ચીની ભાષા અન્વયાનુસારિણી છે એ ખરું, છતાં એનું ભાષારૂપ અસમૃદ્ધ નથી એમાં સ્વતંત્ર સંપૂર્ણ શબ્દોની સાથે સાથે કેટલાક 'અપૂર્ણ' શબ્દો છે, જેનાથી વિલક્ષણ રીતે વિભક્ત્યાદિક અર્થો દર્શાવી શકાય છે. જેમકે, 'મિન લિક' (min lik) એ પદો 'લોકોની શક્તિ' એવો પષ્ઠયર્થ દર્શાવી શકે, પણ એ વચ્ચે 'ચિ' મૂકીને વધુ સુસ્પષ્ટ રીતે દર્શાવી શકાય જેમ કે 'મિન ચિ લિક' (min ci lik)'. 'ચિ' જો વાક્યના કર્તા પછી આવે તો એના સામર્થ્યથી સમગ્ર વાક્ય પેટાવાક્ય બની જાય છે જેમકે 'વાંગ પાઓ મિન' (wang pao min), 'રાજા રક્ષે છે લોકોને.' પણ એમાં 'ચિ' મૂકીએ તો 'વાંગ ચિ પાઓ મિન ટ્વે (=સમાન) ફુ (=પિતા) ચિ પાઓ ત્સાઈ' નો સમગ્ર અર્થ 'રાજાનું લોકોને રક્ષવું એ પિતાના પોતાના બાળકને રક્ષવા સરખુ છે' એવો થાય 'ચિ'ના સામર્થ્યે આખું વાક્ય ષષ્ઠયર્થ પણ બની જાય: જેમકે, 'વાંગ પાઓ મિન ચિ તાઓ (=રીત) કો (K'o=શકાય) કિઅન (kian,=દેખાય)' એ વાક્યનો 'જે રીતે રાજા રક્ષે છે લોકોને તે દેખી શકાય તેવી છે' આવો અર્થ થાય તેવી જ રીતે 'ચિ'ના પ્રયોગથી કૃદંત જેવી રચનાઓ સિદ્ધ કરી શકાય છે: જેમકે 'વાંગ પાઓ ચિ મિન' (=રાજાથી રક્ષાએલા લોકો) 'પાઓ મિન ચિ વાંગ' (= લોકોનું રક્ષણ કરતા રાજા છે) ચીની વાક્યરચનામાં કર્તા ક્રિયાપદની પૂર્વે અને કર્મ ક્રિયાપદની પછી આવે છે એ આ રચનાઓથી જણાશે.

ચીની ભાષાની એક બીજી વિશેષતા ધ્યાન ખેંચે છે ચીનીમાં બોલવાના અવાજના ફેરફારથી (કાકુથી) એક જ શબ્દ એક જ સ્થાનમાં હોવા છતાં ભિન્નભિન્ન અર્થ વ્યક્ત કરે છે જેમકે એક રીતે ઉચ્ચારતાં સામાન્યતઃ 'વાંગ'નો અર્થ 'રાજા' એવો થાય. પણ બીજી રીતે ઉચ્ચારતાં એનો અર્થ 'રાજા બનવું' એવો થાય તેમ 'લાઓ' (lao) 'ત્સી' (tsi) ના સામાન્ય અર્થ 'કામ' અને 'પત્ની' એવા

થાય; પણ ઉચ્ચારભેદે 'કામનો પગાર આપવો' અને 'પરણું' એમ અર્થ ફરી જાય છે

બર્નહાર્ડ કાર્લગ્રીને એના 'પેકિનીસ ડાયલેક્ટ' અને 'ચાઈનીઝ ફાઈલોલોજી' જેવા પ્રબંધોમાં ચીની ભાષાની ઉચ્ચારણપ્રક્રિયાનો સૂક્ષ્મ અભ્યાસ કરી એવું પ્રતિપાદન કર્યું છે કે પ્રાચીન ચીની ભાષામાં પ્રત્યયસ્વરૂપનું નિદર્શન મળે છે. જેમકે,

| | ૧ લો પુરુષ સર્વનામ | ૨ જો પુરુષ સર્વનામ |
|---|---|---|
| કર્તા વિભક્તિ | ઙુઓ (ŋuo) | ન્ઝિવો (nz'iwo) |
| કર્મ ,, | ઙા (ŋa) | ન્ઝિઆ (nzia) |

આ અન્વેષણ પ્રત્યયરહિતા – સમાસાત્મિકા – પ્રત્યાત્મિકા એ ગીતના ચક્રરૂપે જ ભાષાની ઉત્ક્રાન્તિ થાય એ વાદને ખોટો ઠરાવે છે.

(૨) **યોગાત્મક કે સયોગાત્મક ભાષાઓ** (agglutinative languages)—જેમાં શબ્દોને (stems) અનુગો (suffix) જોડીને નામ કે આખ્યાતના રૂપો સિદ્ધ કરવામાં આવે છે તેને સમાસાત્મિકા કે સંયોગાત્મિકા ભાષા કહે છે. તુર્કી ભાષા આનું સરસ ઉદાહરણ છે. હંગેરિયન, ફિનિશ, બાસ્ક, જાપાનીઝ ભાષાઓ પણ સમાસાત્મિકા છે. એમાં મૂળ શબ્દ અને અનુગ બન્ને સ્વતંત્ર રહે છે, અને સિદ્ધ રૂપમાં પણ એમનું સ્વતંત્ર અસ્તિત્વ પકડી શકાય છે. અનુગને યોગે મૂળ શબ્દના સ્વરૂપમાં ક્વચિત્ જ ફેરફાર થાય છે. આ રીતે આ પ્રકારમાં શબ્દો અને અનુગો એકરૂપ ન બની જતા જાણે ચોંટાડેલા હોય એમ લાગે છે એથી આ ભાષાપ્રકારને agglutinative નામ આપવામાં આવ્યું છે.

તુર્કીમાંથી આ ભાષાસ્વરૂપમાં કેટલાક લક્ષણો જોઈએ. તુર્કીમાં 'ચાહવું' એ માટે 'સેવ' ધાતુ છે. એના વિવિધ રૂપો આ રીતે તૈયાર થાય છે. 'સેવ-મેક' (sev-mek) = ચાહવું; 'સેવ-ઇલ-મેક' (sev-il-mek) = ચહાવાવું; 'સેવ-દિર-મેક' (sev-dir-mek) =

ચઢાવરાવવું; 'સેવ-ઇશ-મેક' (sev-ish-mek) = પરસ્પરને ચાહવું; 'સેવ-ઇશ-દિર-ઇલ-મેક' (sev-ish-dir-il-mek) = પરસ્પરને ચઢાવરાવવું. હવે 'એવ' (ev = ઘર) એ નામ લઈએ. એનાં 'એવ' (પ્રથમા), એવ-ઇ (ev-i, દ્વિતીયા), એવ-એ (ev-e ચતુર્થી), એવ-ડેન (ev-den, પંચમી), એવ-ઇન (ev-in, ષષ્ઠી), એવ-ડે (ev-de, સપ્તમી) આવાં રૂપો થાય છે. એ રૂપોનાં બહુવચન એ જ અનુગોથી બહુવચસૂચક ler લગાડીને થાય છે; જેમકે 'એવ-લેર' (પ્રથમા), 'એવ-લેર-ઇ' (ev-ler-i, દ્વિતીયા ઇ૦).

નીચેનાં રૂપાખ્યાનોથી સમાસાત્મક સ્વરૂપ વધારે સ્પષ્ટ થશે. 'એલ' (el) = હાથ; 'એલ-ઇમ' (el-im) = મારો હાથ; 'એલ-ઇમ-ડે' (el-im-de) = મારા હાથ-માં; (el-im-de-ki) = મારા હાથ-માં હોવું તે.

સમાસાત્મિકા ભાષાઓમાં જોડેલા (agglutinated) શબ્દો ક્રમશઃ ઘસાઇને-નામ કે આખ્યાત ઘસાઇને-બનેલા હોય છે, પણ તેમનું સ્વતંત્ર અસ્તિત્વ જોડાણ (agglutination) પછી પણ લુપ્ત થતું નથી. કેટલીક સમાસાત્મિકા ભાષાઓમાં જાતિ નથી તો કેટલીકમાં વચન નથી. ક્રિયાપદ અને નામ વચ્ચે વિશિષ્ટ એવો સ્વરૂપભેદ પણ આ ભાષાઓમાં નથી. ભાષાના ઉત્ક્રાન્તિક્રમમાં સમાસાત્મિકા ભાષાનું સ્થાન કયું એ વિષે આગળ ચર્ચા કરીશું.

**(૩) સામાસિક-પ્રત્યયાત્મિકા ભાષાઓ**—(agglutinative-inflectional languages) આ પ્રકારની ભાષાઓમાં સમાસાત્મિકા ભાષાઓની માફક અનુગો અને પ્રત્યાત્મિકા ભાષાઓની માફક પ્રત્યયવિકાર એમ બંને પ્રક્રિયાથી શબ્દરૂપો સિદ્ધ થાય છે. સેમિટિક ભાષાઓ—હિબ્રૂ, એસિરિયન, એરેમેઈક. અરબી વગેરે—આ પ્રકારની છે. સેમિટિક ભાષાઓમાં લગભગ સર્વ ધાતુઓ ત્રણ વ્યંજનના હોય છે. પ્રત્યયો લાગીને એનાં જુદાં જુદાં રૂપો થતાં વ્યંજનો કાયમ રહે છે અને સ્વરોમાં ફેરફાર

થાય છે. ઉ.ત. ધાતુમાં ભિન્ન ભિન્ન સ્વરવિકાર થઇને આવશ્યક અનુગો લાગીને **અરબી**માં નીચે પ્રમાણે શબ્દો બને છે.

અરબી– સલમ ( slm, નમન કરવું ) ઉપરથી સલીમા (selima), સલામ ( salam ), સુલયમાન ( suleyman ).

અશ્ક ( ઇચ્છવું ) ઉપરથી આશિક (ઇચ્છનાર, ચાહનાર ); નજર ( જોવું ) ઉપરથી નાજિર ( જોનાર ); કતબ( Ktb)=લખવું ઉપરથી કતબ્ના Ka Ta Bna = અમે લખ્યું; નકતુબુ (na K Tu Bu) = અમે લખીશું, કાતિબુન (Ka Ti Bun) = લખવું તે; લખનાર'; કિતાબુન Ki Ta Bun = પુસ્તક; મ્કતબુન ( ma K Ta Bun ) = શાળા; મુક્તિબુન (mu K Ti Bun) 'લખવાનું શીખવનાર, શિક્ષક'; તકાતબા ( ta Ka Tu Ba ) = 'એમણે બેએ એકબીજાને લખ્યું'; અસ્તક્તિબુ ( asta K Ti Bu ) = 'હું ( તેને ) લખવાને કહીશ'; કુત્તાબુન (Ku TTa Bun) = લહિયા; મુકાતબતુન (mu Ka Ta Ba tun) = 'લખાણ, પત્રવ્યવહાર,' ઇ૦. આ જ પ્રમાણે ધાતુને પૂર્વઆદિક ( prefixes ) લાગીને શબ્દનાં અન્ય રૂપો સિદ્ધ થાય છે: ઉ. ત. સલ્મ, અશ્ક અને નજર એ ધાતુઓને પૂર્વગ લાગીને ઇસ્લામ, મુસ્લિમ, મઅશુક, મંજૂર ઇ૦ બને છે.

સેમિટિક ભાષાઓમાં નામની વિભક્તિઓ ત્રણ જ અને કેટલીક વાર બે–કર્તા અને કર્મ; જાતિ બે, નર અને નારી; વચન ત્રણ; articles બે અલ્ એ નિશ્ચયાર્થ, અને અન્, ઉન્ એ અનિશ્ચયાર્થ, અને આખ્યાતના કાળ બે જ—સંપૂર્ણ અર્થાત્ ભૂતકાલીન ક્રિયાવાચક (perfect) અને અપૂર્ણ અર્થાત્ ચાલુ ક્રિયાવાચક (imperfect) હોય છે.

કતલ એ અરબી ધાતુ લઇએ તો રૂપાખ્યાન આ પ્રમાણે બને છે.

સંપૂર્ણ ક્રિયાવાચક (Perfect)

| | | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|---|
| ૧ લો પુરુષ પુલ્લિંગ / ,, સ્ત્રીલિંગ | | કતનુ | — | કતલ્નુના |
| ૨ જો ,, પુ૦ | | કતનત | કતલતુમા | કતલતુમ |
| ,, ,, સ્ત્રી૦ | | કતનતિ | ,, | કતનતુન્ના |
| ૩ જો ,, પુ૦ | | કતન | કતના | કતલૂ |
| ,, ,, સ્ત્રી૦ | | કતનત | કતનુના | કતનુના |

અપૂર્ણ ક્રિયાવાચક (Imperfect)

| | | |
|---|---|---|
| ૧ પુ. અક્તુના | — | નક્તુતુ |
| સ્ત્રી ,, | — | ,, |
| ૨ પુ તક્તુતુ | તક્તુલાનિ | તક્તુલૂના |
| સ્ત્રી તક્તુનિના | ,, | ,, |
| ૩ પુ યક્તુતુ | યક્તુનાનિ | યક્તુલૂના |
| સ્ત્રી તક્તુતુ | તક્તુનાનિ | યક્તુલ્ના |

અરબીમાં કર્તરિ અને કર્મણિ વચ્ચે ભેદ નથી; ક્રિયાપદના અર્થ પાંચ છે, ચોથ ધાતુગણ છે મધ્યમ વ્યંજનને બેવડાવવાથી ધાતુ વધારે શક્તિયુક્ત ક્રિયા દર્શાવે છે જેમકે, કસક (તેણે તોડ્યું), કસ્સારક (તેણે વિધ્વંસ કર્યો), ફરિતા (તે ખુશ થયો), ફર્રતા (તે અસાનંદિત થયો) ઇ૦ આવી જ રીતે પ્રેરક રૂપો પણ સિદ્ધ થાય છે જેમકે, (તે નાચ ગયો), હમ્માલ (તેણે લેવડાવ્યું) ક્વચિત્ 'આ' ઉમેરાય છે જેમકે કતબ (તેણે લખ્યું) કાતબ (તેણે લખાવ્યું) ઇ૦

ઇન્ડો-યુરોપિયન ભાષાઓની સરખામણીમા સેમિટિક ભાષાઓમા બહુધા ક્રિયાપદજ પ્રત્યયાત્મક વિકાર પામીને એના નામિક અને વિશેષણાત્મક રૂપે બને છે, આવી આ ભાષાઓનુ સ્થાન સમાસાત્મિકા

અને પ્રત્યયાત્મિકા વચ્ચેનું છે. કેટલાક ભાષાશાસ્ત્રીઓ આને શ્લિષ્ટ કે પ્રત્યયાત્મિકા ભાષાઓનો જ પેટાપ્રકાર ગણે છે.

(૪) શ્લિષ્ટ કે પ્રત્યયાત્મિકા ભાષા–(inflectionl languages)—આ પ્રકારની ભાષામાં નામ આખ્યાતાદિકની વિભક્તિ અને અર્થ પ્રત્યયથી જણાવાય છે, જેમનું સ્વતંત્ર અસ્તિત્વ ભાષામાં નથી. પ્રત્યયાદિકને યોગે શબ્દના અંગમાં (stem કે base માં) અમુક વિશિષ્ટ રૂપનો વિકાર કે ફેરફાર થાય છે, જે પ્રત્યયાત્મિકા ભાષાઓનું લાક્ષણિક તત્ત્વ છે ઇન્ડોયુરોપિયન અને દ્રવિડી ભાષાઓ પ્રત્યયાત્મિકા છે.

પ્રત્યયાત્મિકા ભાષાઓમાં સમાસાત્મિકા ભાષાઓની માફક વચ્ચે સ્વતંત્ર શબ્દો મૂકીને નામઆખ્યાતાદિકના વિભક્ત્યાદિક દર્શાવાતા નથી. પણ પદની સાથે એકરૂપ બની ગયેલા પ્રત્યયોથી એ કામ થાય છે. આથી પ્રત્યયાત્મિકા ભાષાને synthetic languages (સમસ્ત દશાની ભાષાઓ) પણ કહે છે. પ્રત્યયાત્મિકા ભાષાઓમાં સમાસરચના હોય છે, જે સમાસાત્મિકા ભાષાઓમાં નથી સૌથી મહત્ત્વનું લક્ષણ તો પ્રત્યયાત્મિકા ભાષાઓમાં પદનું નામ, વિશેષણ, આખ્યાતાદિક સ્વરૂપ સુનિશ્ચિત હોય છે, જે કેટલીક (હંગેરિયન જેવી) સમાસાત્મિકા ભાષાઓમાં નથી ઉ ત હંગેરિયનમાં 'હલ અંક' (hal–unk)='આપણી માછલી', અને 'વાર–અંક (var–unk)='આપણે વાટીએ (છીએ)'; 'ઉર અમ' (ur–am)='મારો માલિક', 'ઉરઅંક' (ur–unk) ='આપણો માલિક'. અહી પુરુષવાચક સર્વનામ જાણે અનુગ હોય એમ વપરાયું છે અને પદાન્વયની વ્યવસ્થા નથી તુર્કીના ધાતુઓને પુરુષવાચક સર્વનામો લગાડીને ક્રિયાપદોના રૂપો બનાવવામાં આવે છે. એવો સ્વતંત્ર પદસંયોગ પ્રત્યયાત્મિકા ભાષાઓમાં નથી. પ્રત્યયાત્મિકાનું સ્વરૂપ ચીની જેવી પ્રત્યયરહિત ભાષાથી પ્રત્યેક રીતે એટલું વિભિન્ન છે કે એ સંબંધે ચર્ચા અનાવશ્યક છે. હિબ્રુ–અરબી જેવી સામાસિક–પ્રત્યયાત્મિકા ભાષાઓમાં અમુક પદોમાં, વિશેષે ક્રિયાપદોમાં જ

મૂળ રૂપમાં ( stem માં ) પ્રત્યય લાગતાં અમુક રીતનું રૂપાન્તર થાય છે; જ્યારે પ્રત્યયાત્મિકા ભાષાઓમાં આ રીતનો ફેરફાર સાર્વત્રિક (સર્વ પદોમાં થનારો) છે

પ્રત્યયાત્મિકાનું સર્વોત્તમ અને સંપૂર્ણ ઉદાહરણ સંસ્કૃત ભાષા છે. એમા નામ, સર્વનામ, વિશેષણ, આખ્યાતાદિક સર્વ પદો પ્રત્યય લે છે, જે જાતે સ્વતંત્ર રીતે પ્રયોજાતા નથી, અને એ પ્રત્યય લાગતાં પહેલાં નામાખ્યાતાદિકના મૂળ રૂપમાં વિશિષ્ટ વર્ણવિકાર થાય છે. લેટિન અને ગ્રીક ભાષાઓ પણ આવી જ પ્રત્યયાત્મિકા ભાષાઓ છે.

લેટિન અને ગૉથિકમાંથી વિકસેલી ફ્રેંચ અને અંગ્રેજી ભાષાઓ અને સંસ્કૃતમાંથી નીકળેલી હિંદની અર્વાચીન આર્યભાષાઓ ઉપરની વર્ગીકરણ પદ્ધતિ અનુસાર પ્રત્યયાત્મિકા ભાષાઓ છે. એ નથી અન્વયાનુસારિણી કે નથી સમાસાત્મિકા. સંપૂર્ણ પ્રત્યયાત્મિકા ભાષાઓમાંથી એમનો ઉદ્‌ગમ છે. પણ સ્વાભાવિક વિકાસક્રમે એમની પ્રત્યયાત્મક સંકુલતા ઘટી ગઈ છે અને એને સ્થાને સરળ વ્યવસ્થા અસ્તિત્વમાં આવી છે. આથી આ ભાષાઓ જોકે પ્રત્યયાત્મિકાના પેટામાં જ આવવી ઘટે છતાં પૂર્વેના ભાષાશાસ્ત્રીઓએ એમના પ્રત્યયલોપના વલણને લક્ષમાં રાખીને એમને વિશ્લિષ્ટ કે પ્રત્યયલુપ્તા ( analytical ) ભાષાઓ ગણી છે.

**(૫) પ્રત્યયલુપ્તા ભાષાઓ** ( analytical languages ) પ્રત્યયાત્મિકા ભાષાઓમાંથી વિકાસ પામતાં કાળક્રમે પ્રત્યયો ઘસાઈને લોપાય છે અને તેને સ્થાને નવા સ્વતંત્ર સાહાય્યકારક શબ્દો મૂકવા પડે છે. આને પ્રત્યયલુપ્તા (કે વ્યસ્ત ) ભાષા કહે છે અને અંગ્રેજી, ફ્રેંચ અને હિંદની અર્વાચીન આર્ય ભાષાઓ ઘણે અંશે આ સ્વરૂપની છે. ઉ. ત. અંગ્રેજીમાં of એ સંબંધવાચક અવ્યય, in એ સ્થળવાચક અવ્યય, for એ હેતુવાચક અવ્યય, ઈત્યાદિ પૂર્વગસ્થાનીય અવ્યયો; more, most જેવાં તુલના અને શ્રેષ્ઠતાવાચક

રૂપો અને did love, will be loved, had loved જેવાં ક્રિયાપદરૂપો એ વ્યસ્ત દશાનું સૂચન કરે છે વર્તમાન આર્ય ભાષાઓમા શ્લિષ્ટ કે પ્રત્યયાત્મકતાનાં અને વિશ્લિષ્ટ કે પ્રત્યયલુપ્તતાનાં એમ બંને તત્ત્વોનું મિશ્રણ છે પ્રત્યયાત્મકતામાંથી કાળક્રમે વિકાસ કરતાં એમણે પ્રત્યયલુપ્તતાની સ્થિતિ પ્રાપ્ત કરી છે

## ભાષાઓનો વિકાસક્રમ

ઑગુસ્ટ શ્લાઇશર (August Schleicher) નામના ભાષાવૈજ્ઞાનિકે ભાષાનું પ્રત્યયરહિત (isolating), સંયોગાત્મક કે સમાસાત્મક (agglutinating), અને પ્રત્યયાત્મક (flexional, inflecting) એવા ત્રણ પ્રભેદોમા વર્ગીકરણ કરીને પૂર્વસ્થિતિમાંથી ઉત્તરસ્થિતિમાં સંક્રમણ, અર્થાત્ પ્રત્યયરહિત સ્થિતિમાંથી સમાસાત્મક સ્થિતિ અને સમાસાત્મક સ્થિતિમાંથી પ્રત્યયાત્મક સ્થિતિ એમ સ્વાભાવિક ઉત્ક્રાન્તિ થાય છે, એવું પ્રતિપાદન કર્યું છે [૨]

હિંદી વિદ્વાનોમાંથી સર રામકૃષ્ણ ભાંડારકરનો મત પણ ઘણે અંશે આવો જ છે [3] એ જણાવે છે કે વિશ્લિષ્ટ કે વ્યસ્ત સ્થિતિમા (analytical stage મા) નામ આખ્યાતાદિની વિભક્તિઓ મૂળ શબ્દને અન્ય સ્વતંત્ર શબ્દ જોડીને દર્શાવાય છે આ રીતના સંયોગમા બંને શબ્દો સ્વતંત્ર રીતે પ્રયોજી શકાય તેવા હોય છે વપરાતા વપરાતા કેટલેક કાળે બંનેમા રૂપાન્તર થાય છે, અને અમુક રૂપનો શબ્દ ઘસાઈને એનો સ્વતંત્ર અર્થ ભુલાઈ જાય છે અને એ સ્વતંત્ર શબ્દને બદલે પ્રત્યયનું રૂપ ધારણ કરે છે આ સ્થિતિએ ભાષા વિશ્લિષ્ટ કે વ્યસ્ત (analytical) મટીને સંશ્લિષ્ટ કે સમસ્ત (synthetic) રૂપની બને છે. પછી ક્રમશ આ (મૂળ સ્વતંત્ર શબ્દ ઘસાઈને થયેલા) પ્રત્યયને પણ ઘસારો લાગે છે, કારણ કે અન્ય શબ્દો કરતા પ્રત્યયોનો ઉપયોગ

---

૨ જુઓ Jespersen, *Language* p 76

3 R G Bhandarkar, *Wilson Philological Lectures* pp ૬,૧૩.

ભાષામાં ઘણો વધારે થાય છે, અને વપરાશથી શબ્દોનું ધ્વન્યાત્મક સ્વરૂપ ઘસાતું જાય છે. આ સ્થિતિએ ભાષામાં નામ આખ્યાતાદિકની વિભક્તિઓ ગ્રહણ કરવાનું મુશ્કેલ થઈ પડે છે, અને ભાષા પૂર્વની માફક ફરીથી પ્રત્યયોને સ્થાને નવા સ્વતંત્ર શબ્દોનો અનુસર્ગરૂપે પ્રયોગ કરે છે. આ રીતે સંશ્લિષ્ટ કે સમસ્ત (synthetic) માંથી વિકાસ પામતાં વિશ્લિષ્ટ કે વ્યસ્ત દશા (analytical) ઉદ્ભવે છે. વ્યસ્તમાંથી અનુગો ઘસાતાં વળી સમસ્ત દશામાં પરિવર્તન થાય છે અને એ રીતે ભાષાવિકાસનું ચક્ર સદૈવ ફર્યા કરે છે.

યેસ્પર્સન જેવા નિષ્ણાત અર્વાચીન ભાષાવૈજ્ઞાનિકો આ સિદ્ધાંતનો પ્રતિકાર કરે છે. યેસ્પર્સન કહે છે[૪] કે ઘણીવાર એમ પ્રતિપાદન કરવામાં આવે છે કે ભાષા સમસ્તમાંથી વ્યસ્તમાં અને એમાંથી ફરી સમસ્તમાં એ રીતની ચક્રાકાર ગતિએ વિકસે છે; પણ આ સિદ્ધાંત બહુ જ સંકુચિત ઉપાદાનમાંથી તારવેલો છે, એક જ ભાષાના ભિન્ન ભિન્ન વિકાસક્રમના સમગ્ર અભ્યાસ ઉપરથી ફલિત કરેલો નથી. ભાષાના વિકાસમાં જ્યાં બે વ્યસ્ત (analytical) રૂપો સમસ્ત (synthetic) બનતાં હોય છે ત્યાં દસ જૂનાં સમસ્ત રૂપોનો ત્યાગ થઈને નવાં વ્યસ્ત (analytical) કે પ્રત્યયહીન (isolated) રૂપો અસ્તિત્વમાં આવે છે. આમ સંકુલ પ્રત્યયાત્મક સ્થિતિમાંથી ધીમે ધીમે પ્રત્યયરહિત સ્થિતિ તરફ ભાષા ગતિ કરે છે એમ કહી શકાય. પણ વ્યસ્ત કે સંયોગાત્મક સ્થિતિમાંથી અનુગરૂપ શબ્દો ઘસાતાં પાછી સમસ્ત પ્રત્યયાત્મક (synthetic) દશામાં એ આવે છે એમ ન કહી શકાય. પ્રાચીન અંગ્રેજી પ્રત્યયપૂર્ણ (flectional) હતી એમાંથી ધીમે ધીમે સરળ બનીને આજે એ ઘણે અંશે વ્યસ્ત ને સામાસિક (analytical and agglutinative), કેટલેક અંશે પ્રત્યયરહિત (isolated) થઈ છે અને થોડેક અંશે પ્રત્યયાત્મક

૪. *Language*, p 424 f.

( સમસ્ત, flectional ) રહી છે ક્રમશઃ એ પાછી પ્રત્યયાત્મક બનશે એમ એના વિકાસનો ઇતિહાસ જોતાં કહી શકાય તેમ નથી ભાષાનો ઉત્ક્રાન્તિક્રમ જોતાં અનિયમિત અવિશ્લેષ્ય સંમિશ્રણોને સ્થાને હમેશાં છૂટથી નિયમિત રીતે પ્રયોજી શકાય તેવાં ટૂંકાં અંગો કાળક્રમે અસ્તિત્વમાં આવે છે એમ જણાય છે ૪

ભાષાઓનો સમગ્ર ઇતિહાસ તપાસતાં યેસ્પર્સન જેવા અર્વાચીન ભાષાવૈજ્ઞાનિકોનો મત ગ્રાહ્ય લાગે છે પરંતુ સંસ્કૃતમાંથી અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓના વિકાસનો તલસ્પર્શી ખ્યાલ જોઈએ તો એ તો સર ભાણ્ડારકર દર્શાવે છે એવે જ ક્રમે થયેલો જણાય છે સંસ્કૃતની પ્રત્યયબહુલ સ્થિતિમાંથી વિકાસ પામતાં પ્રાકૃતઅપભ્રંશમાં પ્રત્યયવિરલતાની સ્થિતિ આવી, આથી જૂની ગુજરાતીમાં નવા સ્વતંત્ર રીતે પ્રયોજ્ય એવા અનુગો પ્રત્યયને સ્થાને ઉમેરાયા અને ભાષા પૂર્વની સમસ્ત સ્થિતિમાંથી વ્યસ્ત દશામાં આવી અર્વાચીન ગુજરાતીમાં એમાંના ઘણા અનુગ શબ્દો ઘસાઈને પ્રત્યયરૂપ સમસ્ત દશામાં હોય છે તેવા, બની ગયા છે આમ ભારતીય આર્ય ભાષાઓનો પરિવર્તનક્રમ સર ભાણ્ડારકર જેવા વિદ્વાનોના મતને પુષ્ટિ આપે છે

### ગૂજરાતી ભાષાનું સ્વરૂપ : સમસ્ત કે વ્યસ્ત ?

ઉપરની ચર્ચા પરથી સહજ જ પ્રશ્ન ઉદ્ભવે કે અર્વાચીન ગૂજરાતી ભાષાને સમસ્ત રૂપી (synthetic) ગણવી કે વ્યસ્ત રૂપની (analytical) ? ગૂજરાતીના સ્વરૂપ સંબંધે કેટલાક વિદ્વાનોએ વિચાર કર્યો છે બીમ્સ (Beames) સમસ્ત દશાનાં બે લક્ષણો દર્શાવે છે સમસ્ત દશામાં મૂળ શબ્દો ઘસાઈને પ્રત્યયરૂપ પામ્યા હોય છે જેનો સ્વતંત્ર પ્રયોગ કરી શકાતો નથી અને બે પ્રત્યયો લાગતાં શબ્દમાં અમુક ચોક્કસ રૂપની વર્ણવિક્રિયા થાય છે બીમ્સનાં આ લક્ષણોના અનુસારમાં ગૂજરાતીના વિભક્તિપ્રત્યયો ( ને, એ, થી નો ના ઇ૦) સમસ્ત

૪ *Jespersen, Id*, 429

રૂપના અવશેષ. સર જ્યોર્જ ગ્રિયર્સને[૬] ચતુર્થી અને ષષ્ઠીના 'ને' અને 'નો' એ પ્રત્યયો સમસ્ત રૂપના સ્વીકાર્યા છે, કારણ કે મૂળ તણ અનુગમાંથી ઘસાઈને એમનું સ્વતંત્ર અસ્તિત્વ લુપ્ત થઈ ગયું છે અન્ય પ્રત્યયોનો (થી, મા, પ્ર્રિમાં) આદિ વ્યંજન કાયમ રહેતો હોવાથી એમને એ સમસ્ત રૂપના ગણ્યા નથી પણ એમનું આ દૃષ્ટિબિંદુ ભ્રમમૂલક છે બીમ્સે પોતે તૃતીયાના 'એ' ને જ માત્ર સમસ્તરૂપનો ગણ્યો છે,[૭] કારણ કે એ લાગતાં મૂળ શબ્દમાં (stem માં) ફેરફાર થાય છે. બીમ્સનું અનુમાન (conclusion) છોડી દઈએ, અને એણે બાંધેલું સમસ્તદશાસ્વરૂપ ધ્યાનમાં રાખીએ તો બધા વિભક્તિપ્રત્યયોને સમસ્તરૂપના ગણવા પડશે. 'થી' એ સ્થિત માંથી, 'માં' એ મધ્ય માંથી, 'નો' એ તણ માંથી, 'ને' એ ષષ્ઠી અને સપ્તમીના સંયોગથી ઉદ્ભવ્યા છે. એમના મૂળ રૂપનું આજે વિસ્મરણ થયું છે, અને જે સ્થિતિમાં એ આજે અવશિષ્ટ છે તેમાં એમનો સ્વતંત્ર શબ્દરૂપે પ્રયોગ થતો નથી.

ગુજરાતી ભાષાનાં ક્રિયાપદોમાં પરિસ્થિતિ આથી ઉલટી છે. ક્રિયારૂપોમાં કરે, કર્યું, કરશે જેવા સમસ્તરૂપો કરતાં કરે છે, કર્યું હતું, કર્યું હોત, કર્યું હશે, કરતો હતો, જેવા વ્યસ્ત રૂપો વિશેષ પ્રમાણમાં પ્રયોજાય છે. આથી ક્રિયાપદ પરત્વે ગુજરાતીમાં વ્યસ્ત દશાનું સ્વરૂપ જ વિશેષ પ્રગટ છે. સમસ્ત દશાના રૂપો પૂર્વની સ્થિતિના અવશેષરૂપ છે એમ ગણવું વધુ સયુક્તિક છે.

આમ ગુજરાતીમાં વ્યસ્ત અને સમસ્ત બન્ને દશાનું એક સાથે દર્શન થાય છે. બીમ્સ કહે છે તેમ કોઈ ભાષા સર્વાંગે વ્યસ્ત રૂપની

૬ *Linguistic Survey of India*, Vol IX p. 328.

૭, *Comparative Grammar*, Vol 1, p 50 સર રમણભાઈ નીલકંઠ બીમ્સના મતને અનુસરી કેવળ તૃતીયા અને સપ્તમીના 'એ' પ્રત્યયને જ સમસ્ત રૂપનો માને છે, અન્ય વિભક્તિપ્રત્યયોને એ વ્યસ્ત દશાના અનુસર્ગો ગણે છે. જુઓ 'મનોમુકુર', ભા ૧, ૫૧૨

નથી હોતી; અંગ્રેજી જેવી સુવિકસિત વ્યસ્તરૂપની ભાષામાં પણ સમસ્તનાં રૂપો અવશેષ રહેલાં મળી આવે છે.૮ ગુજરાતીમાં વિભક્તિપ્રત્યયોની સમસ્તદશા જૂની ગુજરાતીના વ્યસ્ત રૂપના અનુગોના સંકોચથી ને ઘસારાથી આવી છે, અને આખ્યાતરૂપોમાં વ્યસ્તદશા જૂની ગુજરાતીના સમય પછી બંધાઈ છે. આ રીતે જોતાં, તેમજ યેસ્પર્સન જેવા ભાષાવૈજ્ઞાનિકોએ દર્શાવેલી પ્રત્યયબહુલ સંકુલતામાંથી સરળ સ્વતંત્ર પ્રત્યયરહિતતા તરફ ભાષાની ગતિ જોતાં **ગુજરાતી ભાષાના બંધારણમાં** સમસ્તતાને એકદેશી ગણવી જોઇએ અને **વ્યસ્તતાને** જ **વ્યાપક સ્વરૂપ માનવું જોઇએ.**

---

૮. Beames, *Comparative Grammar*, Vol. I, p. 43

# પ્રકરણ બીજું

## ભાષાનો વિકાસ – ભાષાકુલો અને બોલીઓ – ભાષાધ્યયનની પદ્ધતિઓ

**પ્રત્યેક ભાષામાં કાળક્રમે પરિવર્તન** — માનવ ભાષામાં કાળક્રમે પરિવર્તન થતુ જ રહે છે એ પરિવર્તન ભાષાના ધ્વનિઓમાં, પદરચનામાં, શબ્દના અર્થોમાં વાક્યરચનામાં, સર્વત્ર થાય છે, અને એ રીતે જ ભાષાનો વિકાસ થાય છે નીચે એક નાના વાક્યનું ઉદાહરણ લઈની બે હજાર વર્ષના ગાળામા એમા કેટનું બધું પરિવર્તન થઈ ગયુ છે તે દર્શાવ્યું છે

| | | |
|---|---|---|
| સંસ્કૃત | (ઈ સ પૂર્વ ૪૦૦) | माता गृहे अस्ति। |
| પ્રાકૃત | (ઈ. સ ૪૦૦–૫૦૦) | माआ घरम्मि अच्छइ। |
| અપભ્રંશ | (ઈ સ ૮૦૦–૧૦૦૦ આશરે) | माइ घरि अच्छइ। |
| ગુજરાતી | (ઈ સ ૧૭૦૦ પછી) – | મા ઘેર છે |

ભાષાનો આ સ્વાભાવિક વિકાસ કે ઉત્ક્રાન્તિક્રમ છે પ્રત્યેક ભાષામાં આવી રીતે ઉત્ક્રાન્તિ થતી રહી છે ઉ ત ગૌથિકમાંથી એંગ્લો–સૅક્સન અને અને મધ્યકાલીન અંગ્રેજી (Middle English) દ્વારા અર્વાચીન અંગ્રેજી, કે કથ્ય લૅટિનમાંથી પ્રાચીન ફ્રેન્ચ ઉત્ક્રાન્ત થઈ છે. ભાષાના અંતરમા જ આ પરિવર્તન કે વિકાસના બીજ રહેલા છે ભાષા બાળકો માતાપિતા પાસેથી શીખે છે એ આદાન વખતે જ કેટલુક પરિવર્તન સહજ થઈ જાય છે એ પછી આસપાસના સમાજના સંપર્ક એના ઉપર અસર થાય છે એમા પાછા મોટી ઉમરે જે વ્યવસાયમા પડે તે વ્યવસાયી વર્ગની અસર થાય છે, ગામડા કરતા શહેરોની બોલી જુદી પડતી હોય છે આમ ભિન્ન ભિન્ન પ્રકારે ભાષામા પરિવર્તન, વિકાસ થતો રહે છે.

કારણો — ભાષાવૈજ્ઞાનિકોએ ભાષાપરિવર્તનનાં કારણો સંબંધે ભિન્ન ભિન્ન તર્કો કર્યા છે. ઉ. ત. કેટલાક વૈજ્ઞાનિકો શરીરરચનાની ભિન્નતાને, તો અન્ય ભૌગોલિક વિભિન્નતાને, ભાષાભેદમાં કારણભૂત ગણે છે; તો વળી અન્ય ભાષાવિદો જનતિની માનસિક અવસ્થા અનુસાર ભાષાનું સ્વરૂપ ઘડાય છે એમ માને છે.[1] આ તર્કોમાંથી કોઈ તર્ક આધાર નથી.

વસ્તુતઃ તો શ્રમલાઘવ કે પ્રયત્નલાઘવ એ જ ભાષાપરિવર્તનની પાછળ રહેલું મહત્ત્વનું પ્રેરક બળ છે. શ્રમલાઘવથી ભાષામાં સરળતા અને સાહજિકતા આવે છે. આ શ્રમલાઘવને કારણે જ સં કોકિલ, પ્રસાર, ચતુષ્ક જેવા શબ્દો પ્રાકૃતમાં ઘસાઈને कोइला, पआर, चउक्क બન્યા, અને એમાંથી ગુજરાતી 'કોયલ', 'પેર', 'ચોક', ઇ૦ રૂપો વ્યુત્પન્ન થયાં.

સામાન્ય દૈનંદિન વાણીમાં પણ શ્રમલાઘવને કારણે ઘણા શબ્દો ટૂંકાઈ જાય છે. ઉ. ત. 'મેં કહ્યું જે' > મકુજે, 'ટેલિફોન' > ફોન; બાઈસિકલ > બાઈક, ઇ૦.

— ભાષાપરિવર્તનના પ્રકારો — પ્રયત્નલાઘવને કારણે ભાષામાં ભિન્ન ભિન્ન પ્રકારના પરિવર્તન થાય છે. કેટલીક વાર શબ્દના ધ્વનિમાં પરિવર્તન થાય છે, તો કોઈ વાર શબ્દઘટનામાં, અને ક્વચિત્ વાક્યના બંધારણમાં ફેરફાર થઈ જાય છે. આમાં કાળક્રમે ભાષાના ધ્વનિઓમાં થતાં પરિવર્તનોએ ભાષાવિદોનું વિશેષ ધ્યાન ખેંચ્યું છે.

ધ્વનિપરિવર્તનના નીચે પ્રમાણે ૭ પ્રકારો પડે છે : (૧) સમીકરણ (assimilation), (૨) વિષમીકરણ (dissimilation), (૩) વ્યત્યય (metathesis), (૪) ધ્વનિલોપ (haplology), (૫) સ્વરભક્તિ (anaptyxis), (૬) વર્ણાગમ કે ઉપજન (prothesis).

(૧) પાસે પાસે આવેલા બે ભિન્ન ભિન્ન ધ્વનિઓમાં પરિવર્તન થઈ બંને એકસરખા બની જાય એને **સમીકરણ** કહે છે. બે ભિન્ન

૧ જુઓ : કાન્તિલાલ બ. વ્યાસ, 'ભાષાવિજ્ઞાન' ખંડ ૧લો, પૃ. ૬૮, ૬૯.

ધ્વનિઓને બદલે બે સમાન ધ્વનિઓનો ઉચ્ચાર કરવામાં વિશેષ સુગમતા રહે છે. ઉ. ત

સં चक्र > પ્રા चक्क (क्, र् ને બદલે क्, क्)
સં. सप्त > પ્રા सत्त (प्, त् ,, त्, त्)
સં. दुग्ध > પ્રા दुद्ध (ग्, ध् ,, द्, ध्)
ગુજ० 'હા જ તો' > બોલચાલમાં 'હાસ્તો' (જ્ત ,, સ્ત)

(૨) પાસે પાસે આવેલા બે સમાન ધ્વનિઓમાંથી એક ધ્વનિમાં પરિવર્તન કરી, તેને બદલે બીજો ધ્વનિ મુકાય તેને **વિષમીકરણ** કહે છે. ઉ. ત.

સં. मुकुट > પ્રા मउड (उउ ને બદલે अउ)
સં. पञ्जरकम् > ગુજ. પીંજરું (अअ ને બદલે इअ)
સં. लेखशाला > પ્રા लेहशाला > ગુજ. નિશાળ (ल...ल ને બદલે न...ळ)
શિષ્ટ ગુજ०'બટાટા' > બોલચાલની ભાષામાં 'બટાકા' (टट ને બદલે टक)

(૩) બે ધ્વનિઓ કે વર્ણોના પરસ્પર વ્યત્યય (interchange) ને ભાષાશાસ્ત્રમાં **વ્યત્યયની** સંજ્ઞા આપવામાં આવી છે

ઉ. ત. સં. बिडालिका > ગુજ. 'બિલાડી'
સં. वाराणसी > હિંદી-ગુજ. 'બનારસ'
શિષ્ટ ગુજ. 'તપેલી' > સુરતી બોલી 'પતેલી'

(૪) બે સમાન ધ્વનિ સાથે આવતાં એમાના એકનો લોપ થાય તેને **ધ્વનિલોપ** કહે છે. ઉ. ત.

સં. जहीहि > जहि
ગુજ. દીનના નાથ > દીનાનાથ
અંગ્રેજી humble + ly > humbly

(૫) કઠિન સંયુક્તાક્ષરોના ઉચ્ચારણની મુશ્કેલી નિવારવાને બે સંયુક્તાક્ષરો વચ્ચે કોઈ સ્વર મુકાય તેને **સ્વરભક્તિ** (અર્થાત્, 'સ્વર વડે બે

ધ્વનિઓનું વિભાજન') કહે છે ઉ ત.

સં. श्री > પ્રા सिरी
સં. धर्म > અર્વા ગુજ. 'ધરમ'
સં. भक्त > ,, 'ભગત'
સં. स्नान > ,, 'સનાન'
સં. सूर्य > ,, 'સૂરજ'

(૬) સંયુક્તાક્ષરનુ ઉચ્ચારણ કરતાં સામાન્ય બોલનારને મુશ્કેલી પડે ત્યારે એ આગળ કોઈ સ્વરનો ઉપજન કે ઉમેરો કરીને બોલે છે, તેને ઉપજન વ્યાપાર કહે છે. અર્વાચીન ભારતીય ભાષાઓમા આનાં ઘણા ઉદાહરણો મળે છે ઉ. ત

સં. स्त्री > બોલચાલની ગુજ મા 'અસ્ત્રી'
સં स्नान > ,, 'અસ્નાન'
સ स्कूल > ,, 'ઇસ્કૂલ'
સ. स्टेशन > ,, 'ઇસ્ટેશન'

### ભાષાકુલો

આગળના પ્રકરણમા આપણે ભાષાની ઘટના કે આકૃતિ અનુસાર ભાષાના કેવા વર્ગો પડે છે તે જોઇ ગયા પદો (શબ્દો) કે વાકયોની ઘટનાના સ્વરૂપ ઉપરથી એ વર્ગો પાડવામા આવ્યા છે એને આકૃતિમૂલક કે રૂપાત્મક વર્ગીકરણ કહે છે.

ભાષાઓમા પદઘટના ઉપરાંત શબ્દોના અર્થતત્ત્વ અને ધ્વનિતત્ત્વની સમાનતા, ભાષાપ્રદેશોનુ ભૌગોલિક સાન્નિધ્ય, ઇ૦ને અનુલક્ષીને જે વર્ગો પાડવામા આવે છે તેને ઐતિહાસિક કે પારિવારિક વર્ગીકરણ કહે છે. ભૌગોલિક સાન્નિધ્યમા આવેલા પ્રદેશોની ભાષામા આકૃતિમૂલક સમાનતા ઉપરાંત શબ્દના અર્થતત્ત્વ ને ધાતુ-પ્રત્યય આદિમાં પણ સમાનતા હોય તો એ ભાષાઓને એક પરિવાર કે એક કુલની ભાષાઓ

ગણવામાં આવે છે. આ પ્રકારના વર્ગીકરણમાં પણ ભાષાઓની સ્વરૂપ-ઘટના એ સૌથી મહત્ત્વનું તત્ત્વ રહે છે.

આમ, શબ્દોના મૂળરૂપો (word-bases) કે ધાતુઓ (roots)માં, એમને પ્રત્યયાદિક લાગીને સિદ્ધ થતાં નામ-આખ્યાતાદિક રૂપોમાં, તેમજ તેમની વાક્યાન્વયપદ્ધતિમાં, સમાનતા અનુસાર નીચે પ્રમાણે ભાષાકુલો બાંધવામાં આવ્યાં છે :

(૧) હેમિટિક (Hamitic) ભાષાઓ – પ્રાચીન ઈજિપ્શિયન, કૉપ્ટિક (Coptic), તુઆરેગ (Tuareg), કેબાઈલ (Kabyle) અને અન્ય બર્બર ભાષાઓ, સોમાલી, ફુલાની (Fulani) ઈ૦

(૨) સેમિટિક ભાષાઓ – પ્રાચીન એસિરિયા બેબિલોનની ભાષા, હિબ્રૂ (Hebrew), ફિનિશિયન (Phoenician), સિરિયાની ભાષા (Syriac), અરબી (Arabic), એબિસિનિઅન (Abyssinian), સેબિઅન (Sabaen), ઈ૦

(૩) ઈન્ડો-યુરોપિયન (ભારત – યુરોપીય) ભાષાઓ – વૈદિક અને સંસ્કૃત, પ્રાચીન ઈરાની, અવેસ્તન, પ્રાચીન ગ્રીક, પ્રાચીન લેટિન, જર્મેનિક, સ્લાવોનિક ઈ૦ ભાષાઓ, તેમજ એમાંથી ઉદ્ભવેલી અર્વાચીન ભાષાઓ.

(૪) કૉકેશિયન (Caucasian) – કાળા સમુદ્ર અને કૅસ્પિયન સમુદ્ર વચ્ચેના પ્રદેશની : ઉત્તરી કૉકેશિઅન અને દક્ષિણી કૉકેશિઅન.

(૫) યુરલિક (Uralic) ભાષાઓ – મગ્યાર (Magyar – હંગેરીની ભાષા), ફિનિશ (Finn, ફિન્લૅન્ડની ભાષા), લૅપ (Lapp – લૅપલૅન્ડની ભાષા), વોગુલ (Vogul), ઓસ્ટયાક (Ostyak).

(૬) આલ્તાઈક (Altaic) ભાષાઓ – મંગોલિઅન, તુર્કી, તાર્તારી, ઉઝબેગ (Uzbeg), ઈ૦

(૭) ચીની–તિબેટી (Sino–Tibetan) કુલની ભાષાઓ– ચીની, સિયામી (Siamese), બર્મી, તિબેટન, ઇ૦

(૮) દ્રવિડી ભાષાઓ – તામિળ, તેલુગુ, મળયાળમ, કન્નડ, ગોંડી, અને બ્રાહુઈ (Brahui)

(૯) ઑસ્ટ્રો – એશિઅન ભાષાઓ – હિંદની કોલ અને મુણ્ડા ભાષાઓ, ખાસી, મોનખ્મેર (Mon - Khmer), નિકોબારી, ઇ૦

(૧૦) મલય કે ઇન્ડોનેશિયન (Malayan or Indonesian) ભાષાઓ – મલય (Malayan), સુન્દાનીસ (Sundanese), બાલી (Balinese), જાવાઈ (Javanese), ઇ૦

(૧૧) મેલેનેશિયન (Melanesian) ભાષાઓ – ફિજીઅન (Fijian), અને સોલોમન ટાપુઓની ભાષા

(૧૨) પોલિનેશિયન (Polynesian) ભાષાઓ – સામોઅન (Samoan), તાહિતી (Tahitian), માઓરી (Maori), હવાઈ (Hawaiian), ઇ૦

૧૩) પાપુઅન (Papuan) – (મલય અને પોલિનેશિયા વચ્ચેના) ન્યૂ ગીની અને એની આસપાસના ટાપુઓની ભાષાઓ

૧૪) બાન્ટૂ (Bantu) ભાષાઓ – મધ્ય અને દક્ષિણ આફ્રિકાની સ્વાહિલી (Swahili), લુગાન્ડા (Luganda), ઝૂલુ (Zulu), કાફિર (Kaffir), સુબિયા (Subiya), ઇ૦

૧૫) બુશમેન (Bushman) અને હોટેન્ટોટ (Hottentot) ભાષાઓ – નૈઋત્ય આફ્રિકાની, એ નામની જાતિઓની, પરસ્પર ભિન્ન સ્વરૂપની ભાષાઓ

૧૬) સુદાની (Sudanic) ભાષાઓ – પશ્ચિમ આફ્રિકાની યોરુબા (Yoruba), નૂબા (Nuba), ડિન્કા (Dinka), મસાઈ (Masai), અશાન્ટી (Ashanti) વગેરે ભાષાઓ.

(૧૭) અમેરિકન-ઇન્ડિયન (Amerindian) ભાષાઓ અમેરિકન-ઇન્ડિયન આદિ આદિમ જાતિઓના એલ્ગોનકિન (Algonquian), એસ્કિમો (Eskimo), ઍથબેસ્કન (Athabascan), ઇરોક્વિઅન (Iroquoian), મસ્કોજિઅન (Muskogean), સિઓઅન (Siouan), ઇ૰ ભાષાસમૂહો

(૧૮) ઇતર ભાષાવર્ગ – ઉપરનામાંથી કોઇ પણ વર્ગમાં સમાવિષ્ટ નહીં થઇ શકતી, સુમેરિયન (Sumerian), મિતાન્ની (Mitanni), કૉસ્સી (Cossean), એલામાઇટી (Elamitic), હિટ્ટાઇટ (Hittite), એટ્રુસ્કન (Etruscan) આદિ પ્રાચીન, અને જાપાની, કોરિઅન, ઐનુ (Ainu), બાસ્ક (Basque) આદિ અર્વાચીન ભાષાઓ.

## બોલીઓ

"બોલી એ એવા જનસમુદાયની વાણી છે, જે પરસ્પરને સહેલાઇથી અને સંપૂર્ણ રીતે સમજી શકે છે." અન્ય શબ્દોમાં કહીએ તો, "જેમના બોલવામાં સહજ રીતે ધ્યાનમાં આવે એવી કશી પરસ્પર વિભિન્નતા નજરે પડતી નથી એવા લોકોની વાણીને બોલી (dialect) કહેવાય છે."૨

સામાન્ય રીતે મોટા પ્રદેશવિસ્તારમાં બોલાતી ભાષામાં અંતરે અંતરે થોડોઘણો ફરક અવશ્ય પડતો રહે છે. એમાંથી, જેમાં બહુ થોડો, નહીં જેવો, ફરક વરતાતો હોય, અને બોલનારાઓને પરસ્પર

૨ સરખાવો: ". ....dialect is constituted by the speech of all these persons, in whose utterances variations are not sensibly perceived or attended to."
– P. D. Gune, '*An Introduction to Comparative Philology*', 1958. P. 16.

અતિ સહજપણે સુગમ્ય હોય એવા ભાષાના નિશ્ચિત પ્રાદેશિક વિભાગો પડતા હોય છે. એ વિસ્તારોની ભાષાને **બોલી** કહે છે. કેટલાક ભાષાવિદો એને ઉપભાષા પણ કહે છે.

બોલી સામાન્ય રીતે કથ્ય સ્વરૂપની વાણી છે; સાહિત્યમાં એનો ભાગ્યે જ ઉપયોગ થાય છે. એક જ બોલી બોલનારાઓમાં ઉચ્ચાર લગભગ એકસરખા હોય છે, તેમજ પદઘટના, વાક્યરચના, શબ્દભંડોળ અને (શબ્દોના) અર્થમા ઉત્કટ સમાનતા હોય છે. સામાન્ય રીતે પાસે પાસે આવેલા ગામોની વાણીમાં આ પ્રકારનુ બોલી–સામ્ય નજરે પડતું હોય છે.

**ગુજરાતની બોલીઓ**મા પટ્ટણી (કે ઉત્તર ગુજરાતી), સૌરાષ્ટ્રી, ચરોતરી (કે મધ્ય ગુજરાતી), અને સુરતી (કે દક્ષિણ ગુજરાતી) એ મહત્ત્વની પ્રાદેશિક બોલીઓ છે. એમાં પાછા ઘણા પેટાભેદો હોય છે. ઉ ત. સૌરાષ્ટ્રી કે કાઠિયાવાડી બોલીના પાછા ઝાલાવાડી, ગોહિલવાડી, સોરઠી, ઉત્તર સૌરાષ્ટ્રી ઈ૦ પ્રભેદો છે.

પ્રાદેશિક બોલીઓની માફક જુદી જુદી **જાતિઓની** પોતાની ભિન્ન ભિન્ન **બોલીઓ** હોય છે ઉ. ત. કોળી, ધારાળા, બારૈયા, મેમણ–ખોજા, ઠાકરડા, આદિ જાતિઓની પોતપોતાની વિશિષ્ટ બોલીઓ છે, જેમાં કેટલીક ઉચ્ચારણ, શબ્દપ્રયોગ આદિની વિશિષ્ટતાઓ નજરે પડે છે.

<u>બોલી</u> અને સાર્વત્રિક કે સ્ટાન્ડર્ડ <u>ભાષા વચ્ચેનો ભેદ</u> સમજી લેવો ઘટે છે. ભાષા એ વ્યાપક, સુવિશિષ્ટ પ્રદેશની એક સામાન્ય વાણી છે; બોલી એમાંના એક મર્યાદિત ક્ષેત્રનું, પરસ્પર વ્યવહારનું કથ્ય વાણી–સ્વરૂપ છે. સાર્વત્રિક ભાષા પ્રદેશના સર્વ વિસ્તારોમા સમાન રીતે પ્રચલિત હોય છે. એ વિસ્તારની જુદી જુદી બોલીઓના સમાન અવયવોથી સાર્વત્રિક ભાષાનું ઘડતર થાય છે. સાર્વત્રિક કે સ્ટાન્ડર્ડ ભાષાનો વિકાસ બોલીઓમાથી થાય છે. કોઈક પ્રદેશના રાજકીય

મહત્ત્વને કારણે એની બોલી સર્વમાન્ય ભાષા બને છે કેટલીક વાર ઉત્કૃષ્ટ, પ્રભાવશાળી સાહિત્ય રચાયું હોય તેની બોલી સાર્વત્રિક ભાષાનું સ્થાન પામે છે સામાન્ય રીતે પ્રદેશની રાજધાનીનો વિકાસ થતો જાય તેમ તેના ઉચ્ચ સ્તરના સરકારી લોકોની ભાષા એ પ્રદેશની સર્વમાન્ય ભાષા બની જાય એમ બન્યું છે એ રીતે લંડનની અંગ્રેજી ભાષા, કે પૅરિસની ફ્રેન્ચ ભાષા કે આપણે ત્યાં પહેલાં પાટણની આજુબાજુના પ્રદેશની અને હાલ અમદાવાદના આસપાસના પ્રદેશની ગુજરાતી ભાષાએ સર્વમાન્ય (સ્ટાન્ડર્ડ) સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે

## ભાષા-અધ્યયનની પદ્ધતિઓ

ભાષાનું અધ્યયન વિવિધ પદ્ધતિએ કરી શકાય છે. એક પદ્ધતિમાં વર્તમાન ભાષાના પૂર્વરૂપો તપાસતાં તપાસતાં આપણે પાછળ જઈએ છીએ, અને એ રીતે કાળક્રમે ભાષાનો કેવો વિકાસ થયો તેના ઇતિહાસના સીમાચિહ્નો નિર્ણીત કરીએ છીએ એને **ઐતિહાસિક અધ્યયન-પદ્ધતિ** કહે છે ઉ. ત. ગુજરાતીનો ઉદ્‌ગમ પ્રાચીન ગુજરાતીમાંથી (જેને કેટલાક વિદ્વાનોએ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની કહી છે), એનો પશ્ચિમી અપભ્રંશમાંથી (જેને વિદ્વાનોએ 'નાગર' કે 'ગૌર્જર' અપભ્રંશનું નામ આપ્યું છે), એ અપભ્રંશ એની પુરોગામી પશ્ચિમી પ્રાકૃતમાંથી, અને એ પ્રાકૃત આદિમ પ્રાકૃત (ભગવાન બુદ્ધ અને અશોકના સમયની જનભાષા)માંથી ઉદ્‌ભવી છે આ પદ્ધતિએ ઐતિહાસિક વિકાસક્રમનું અવલોકન કરતાં કરતાં આપણે કોઈ પણ ભાષાના પ્રાચીનતમ ઐતિહાસિક સ્વરૂપ સુધી પહોંચી શકીએ છીએ. ઉ. ત. આ પદ્ધતિએ આપણે ગુજરાતી ભાષાનું મૂળ શોધતાં શોધતાં ભગવાન બુદ્ધ અને અશોકના કાળની આદિમ પ્રાકૃત સુધી — જેનું પૂર્વકાલીન સાહિત્યિક સ્વરૂપ સંહિતા-બ્રાહ્મણાદિની વૈદિક ભાષા છે — પહોંચી શકીએ છીએ

પણ એથી આગળ જવાને જેનું કોઈ નિદર્શન ઉત્કીર્ણ લેખાદિકમાંયે જળવાયું નથી, એવા પ્રાગૈતિહાસિક આદિમ ભાષાસ્વરૂપ સુધી પહોંચવાને માટે ઉપરની ઐતિહાસિક અધ્યયન પધ્ધતિ પર્યાપ્ત નથી; એને માટે આપણે **તુલનાત્મક અધ્યયન-પદ્ધતિનો** આશ્રય લેવો પડે છે. એમાં ભિન્ન ભિન્ન સબદ્ધ ભાષાઓના પ્રાચીનતમ સ્વરૂપોના તુલનાત્મક અભ્યાસ દ્વારા એથીયે પુરાતન પ્રાગૈતિહાસિક સ્વરૂપની રૂપરેખા બાંધવાની હોય છે. આ રીતે વર્તમાન ભારતીય આર્ય ભાષાઓનું મૂળ શોધતાં શોધતાં આપણે વૈદિક ભાષાનીયે પુરોગામી ઇન્ડો-ઇરાનિયન (ભારત-ઈરાની) ભાષાસ્વરૂપ સુધી પહોંચીએ છીએ; અંગ્રેજી, જર્મન, ડચ, ડૅનિશ, સ્વીડીશ આદિ ભાષાઓનું મૂળ શોધતાં શોધતાં આદિમ પશ્ચિમી જર્મેનિક (Primitive West Germanic) નું સ્વરૂપ ઘટાવીએ છીએ; ફ્રેન્ચ, સ્પેનિશ, ઇટાલિયન, રૂમાનિયન આદિના તુલનાત્મક અભ્યાસ દ્વારા એ ભાષાઓની જનની કથ્ય લૅટિનની રેખાઓ આંકીએ છીએ. આ સર્વ પ્રાગૈતિહાસિક ભાષા-સ્વરૂપોની તુલના કરીને આપણે એના યે પૂર્વરૂપની, આદિમ ઇન્ડો-યુરોપિયન (Primitive Indo-European) ભાષાસ્વરૂપની કલ્પના કરીએ છીએ, જેની પછીના પ્રકરણમાં આપણે વીગતે ચર્ચા કરીશું.

આ ઉપરાંત આજે ભાષા-અધ્યયનની એક વિશિષ્ટ પદ્ધતિનું પશ્ચિમમાં, વિશેષતઃ અમેરિકામાં, પરિશીલન થઈ રહ્યું છે. એમાં ભાષાની આંતરિક ઘટના – એના ધ્વનિઓ, રૂપરચના, શબ્દ અને અર્થ, વાક્યઘટના આદિનો સૂક્ષ્મતયા અભ્યાસ કરવામાં આવે છે. એ પદ્ધતિના અધ્યયનને વર્ણનાત્મક (descriptive) કે સંરચનાત્મક (structural) ભાષાવિજ્ઞાનનું નામ આપવામાં આવ્યું છે. એ કોઈ એક ભાષાનું એક જ કાલાવધિમાં કેવું સ્વરૂપ રહ્યું છે એનું દર્શન કરાવે છે. વર્ણનાત્મક ભાષાઅધ્યયનનું પ્રાચીન સમયનું સર્વોત્તમ ઉદાહરણ છે પાણિનિનું સંસ્કૃત વ્યાકરણ (अष्टाध्यायी). અર્વાચીન સમયમાં કેવળ

નવીન રૂપે, ઐતિહાસિક આદિ પૂર્વસ્વરૂપોનો આશ્રય લીધા વિના ભાષા-સ્વરૂપનું તાત્ત્વિક અધ્યયન કરવાના પ્રયત્નો થયા છે. અમેરિકામાં આ પદ્ધતિનો વિશેષ આદર થાય છે. એના પુરસ્કર્તાઓ કેનેથ એલ પાઇક, બર્નાર્ડ બ્લોખ, જી. એલ. ટ્રેગર, અને ગ્લીસન છે કોનીમ (ધ્વનિગ્રામ)ના વિશ્લેષણના પાયા ઉપર આ વર્ણનાત્મક કે વિવરણાત્મક ભાષાવિજ્ઞાન સ્થાપિત છે. ભાષાના કથ્ય સ્વરૂપના વિવિધ પ્રકારના અધ્યયનમાં અને અદ્યાવધિ જેમનાં સ્વરૂપનો—ધ્વનિ, રૂપરચના, વાક્યઘટના આદિનો સુવિશિષ્ટ રીતે અભ્યાસ થયો નથી તેવી ભાષાઓના અધ્યયન માટે આ પદ્ધતિ સવિશેષ ઉપયોગી છે. ઉ. ત. ડાંગ જેવા ગુજરાતના સીમાવર્તી પ્રદેશોની ભાષાના અધ્યયન માટે આ પદ્ધતિ ઘણી ઉપયુક્ત નીવડી શકે. અર્વાચીન ભારતીય ભાષાઓમાંથી હિંદી ભાષાનાં આ પદ્ધતિએ અધ્યયન થયાં છે.[3]

---

3 સરખાવો: डॉ उदयनारायण तिवारी, 'भाषाशास्त्रकी रूपरेखा (भारतीभण्डार, इलाहाबाद, सं. २०२०)

# પ્રકરણ ત્રીજું

## આદિમ ઈન્ડોયુરોપિયન-ભારત-યુરોપીય

**આર્યભાષાઓની સમાનતામાંથી આદિમ ઈન્ડોયુરોપિયન ભાષાની કલ્પના**—અઢારમી સદીમા સર વિલિયમ જોન્સ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરતા એને અપૂર્વ સંધારણવાળી, ગ્રીક કરતા વધુ સંપૂર્ણ રૂપની, લેટિન કરતા વધુ સમૃદ્ધ અને એ બને કરતા અતીવ સંસ્કારી તરીકે વર્ણવી, અને એમના ધાતુઓ અને વ્યાકરણના સચોટ સાદૃશ્ય ઉપરથી એમને એક જ મૂળ આદિભાષામાંથી ઉદ્ભવેલી કલ્પી ત્યારથી એક પ્રાચીન આદિમ ઈન્ડોયુરોપિયન ( Primitive Indo-European ) ભાષાની કલ્પના અસ્તિત્વમા આવી. સર વિલિયમ જોન્સે પછી જર્મેનિક-ગૌથિક, કેલ્ટિક અને અને પ્રાચીન પર્શિયન ભાષા પણ આ આદિમ ઈન્ડોયુરોપિયનમાથી નીકળ્યાની કલ્પના કરી[1] સર જોન્સની આ અદ્ભુત શાસ્ત્રીય કલ્પનામાથી ઈન્ડોયુરોપિયનના અભ્યાસનો આરંભ થયો

---

૧ સરખાવો : "The Sanskrit language, whatever be its antiquity, is of wonderful structure, more perfect than the Greek, more copious than the Latin, and more exquisitely refined than either, yet bearing to both of them a stronger affinity both in the roots of verbs and the forms of grammar, than could possibly have been produced by accident, so strong indeed that no philologer could examine them at all without believing them to have sprung from *some common source*, which perhaps no longer exists There is a similar reason ..for supposing that both the Gothick and the Celtick had the same origin with Sanskrit, and the Old Persian might be added to the same family "

—T. Burrow, *The Sanskrit Language*, (London, 1955), p 6

સંસ્કૃત, અવેસ્તન, ગ્રીક, લેટિન, ગૉથિક, સ્લાવૉનિક ભાષામાં એટલું બધું સૂચક સામ્ય છે કે સર્વ એક જ મૂળ આદિ ભાષામાંથી ઉદ્ભવી એમ માનવું અનિવાર્ય થઈ પડે છે. નીચેના એ ભિન્ન ભિન્ન ભાષાઓના સમાનરૂપના શબ્દો ઉપરથી એ સાદૃશ્ય કેટલું ઉત્કટ છે તેનો ખ્યાલ આવશે.

| સંસ્કૃત | અવેસ્તન | ગ્રીક | લેટિન | ગૉથિક | સ્લાવૉનિક |
| --- | --- | --- | --- | --- | --- |
| अहम् | azem | égo' | ego | ik | as (લિથુએનિયન) |
| माम्<br>मा | mam<br>mā | mé<br>émé | mē<br>mihi | (mis)<br>mik | mi (,,) |
| तम् | tem | tón | istum | thana | to |
| द्वौ | dva | dúo | duo | twai | dva |
| सप्त | hapta | eptá | septem | sibun | septyni |
| अष्टौ | asta | okto' | octo | ahtau | aoztuni |
| अस्ति | asti | esti | esti | — | gestu |
| जनासः | — | géneos | generus | — | — |
| पितृ | pita | patér | pāter | fadar | — |
| शतम् | satem | hekaton | centum | hund | — |
| वेद | vaēdā | oida | video | wait (જર્મેનિક) | vede |
| अविः | avis | ois | ovis | awēthi | aves (લિથુ૦) |

આવા સંખ્યાબંધ સમાન રૂપના શબ્દો આ ભાષાઓમાં મળી આવે છે. આથી આ સર્વ ભાષાઓ [illegible]ંથી ઉદ્ભવી હશે એવું સહજ અનુમાન થાય [illegible] ઇન્ડોજર્મેનિક, ઇન્ડોકૅલ્ટિક, ઇન્ડોયુરોપિયન [illegible]

આપવામાં આવ્યા છે, જેમાથી છેલ્લું ઇન્ડોયુરોપિયન નામ (જર્મન સિવાયના) વિદ્વાનોમાં સૌથી વધારે પ્રચલિત થયું છે. ઉપરની ભાષાઓની સરખામણી કરીને એમના વિકાસનું, વલણોનું અવલોકન કરીને એ માર્ગે પાછળ-અને પાછળ જઈને ભાષાવિદ્વાનોએ અત્યન્ત શ્રમ લઈને ઇન્ડોયુરોપિયનનું સ્વરૂપ કલ્પવાનો પ્રયાસ કર્યો છે. ઇન્ડોયુરોપિયનના કોઈ ઐતિહાસિક નમૂનાઓ ઉપલબ્ધ નથી; એની ઘટના એ શાસ્ત્રીય કલ્પના (scientific imagination) નું ફળ છે: એટલી એની મર્યાદા હંમેશાં ધ્યાનમા રાખવી ઘટે છે. આમ 'મા ઘેર છે' એ ગુજરાતી વાક્યનું મૂળ પ્રાકૃત-સંસ્કૃત-વૈદિક-ઇન્ડોઇરાનિયન સ્વરૂપોદ્વારા પ્રાગ્વર્તન કરતાં (working backwards) 'mātērs ghrdhoi es-ske-ti'[૨] એવા સંભવિત આદિમ ઇન્ડોયુરોપિયન (Primitive Indo-European) રૂપમાં શોધી શકાય.

### ઇન્ડોયુરોપિયન લોકો: આદિ નિવાસસ્થાન

આદિમ ઇન્ડો યુરોપિયન લોકોને ભાષાશાસ્ત્રીઓએ વીરોસ (wiros, cf. Sk √ura Latin uir, Germanic wer) નામ આપ્યુ છે એ ભાષાદૃષ્ટિએ ઉત્તરકાલીન લેટિન, ગ્રીક, ગોથિક અને જર્મેનિક, કેલ્ટિક, ઇન્ડોઇરાનિયન (વૈદિક અને અવેસ્તન) ભાષા બોલનારી પ્રજાઓના પુરોગામીઓ છે

એમનું આદિ નિવાસસ્થાન (original home) કયું એ સંબધે પુષ્કળ ઊહાપોહ થયો છે. આ દિ ઇન્ડોયુરોપિયન અથવા વીરોસ લોકોએ લેખનકળા સિદ્ધ કરી નહોતી, અને ઇતિહાસમા કાળક્રમે ઇજીપ્શિયન, સુમેરિયન, એસિરિયન, ગ્રીસના ઇજીઅન (Aegean), હરાપ્પા અને મોહેનજોદારોના પ્રાગાર્ય (Pre-Aryans) લોકો, અને ચીનીઓ પછી એમનો ઉદય થયો જણાય છે. આદિ ઇન્ડોયુરોપિયન લોકોના પ્રાચીન

૨ જુઓ Sunitikumar Chatterji *Indo-Aryan and Hindi*, p.4

નિવાસસ્થાન સંબંધે વિદ્વાનોએ ભિન્નભિન્ન તર્ક કર્યા છે. મેક્સમૂલરે મધ્ય એશિયાને આર્યોનું પ્રાચીનતમ નિવાસસ્થાન માન્યું હતું. લેથામે આ મતનો વિરોધ કરીને યુરોપના કોઇ પ્રદેશમાં આદિમ આર્યો રહેતા હોવા જોઇએ એમ પ્રતિપાદન કર્યું હતું. યુરોપમાં પણ ભિન્ન ભિન્ન પ્રદેશો—રશિયા, જર્મની, સ્કેન્ડિનેવિયા, પોલૅન્ડ ઇ૦—આર્યોના પ્રાચીન વસતિસ્થાન તરીકે કલ્પવામાં આવ્યા છે. આમાંય પૂર્વયુરોપને આર્યોના મૂળ વતન તરીકે ગણવા તરફ વિદ્વાનોનું વિશેષ વલણ છે. મધ્ય અને પૂર્વ યુરોપના પ્રાચીન કબ્રરૂપના અવશેષો (grave mounds) આદિ ઇન્ડોયુરોપિયન પ્રજાએ ઊભા કરેલા માનવાનું ઘણું અનુકૂળ છે. વળી ઇન્ડોયુરોપિયન જેવી ઘોડા અને પશુઓ પાળનારી પ્રજાને ઉત્તરના શીત પ્રદેશો કરતાં મધ્ય અને પૂર્વ યુરોપની ભૂમિ નિવાસસ્થાન માટે વધારે અનુકૂળ પડે. આ પ્રદેશ શુષ્ક બનતાં કે અન્ય પ્રજાઓનું દબાણ થતાં આર્યો ત્યાંથી ઉત્તર, પશ્ચિમ, અને દક્ષિણના પ્રદેશોમાં પ્રસર્યા અને ત્યાંની મૂળ વસનારી પ્રજાઓ સાથે ભળી જઇ કેલ્ટ, જર્મન, ગ્રીક, પ્રાચીન ઇટાલિયન અને ઇન્ડોઇરાનિયન બન્યા. લોકમાન્ય બાળગંગાધર તિલકે ઉત્તરધ્રુવના પ્રદેશને આર્યોના પ્રાચીન વસતિસ્થાન તરીકે માન્યો હતો, તો કેટલાક હિંદી વિદ્વાનો હિંદને જ આર્યોનું મૂળ વતન ગણે છે, પણ આ મતોને માનવશાસ્ત્રનો ટેકો નથી. સર્જી (Sergi) નામના ઇટાલિયન માનવશાસ્ત્રીએ એશિયામાઇનરના ઉચ્ચ પ્રદેશને આર્યોના આદિ વતન તરીકે કલ્પ્યો છે, અને એ પ્રદેશમાંથી મળેલા પ્રાચીન ઇન્ડોઆર્યનને મળતી આવતી પ્રાચીન 'હિટાઇટ' (Hittite) ભાષાના અવશેષો આ મતનું સમર્થન કરતા લાગે છે.

બ્રૅન્ડેન્સ્ટાઇન (Brandenstein) યુરલની દક્ષિણે આવેલા ઉચ્ચ પ્રદેશને આર્યોની આદિમ નિવાસભૂમિ માને છે.[૩] મૂળ ઇન્ડોયુરોપિયન પ્રજા, જેમાંથી ઇન્ડોઇરાનિયન સમૂહ હજી છૂટો નહોતો પડ્યો, એ૦ની

૩ જુઓ S K C[illegible], *Ibid* p 13

ભાષાના જુદા જુદા થરોનો તલસ્પર્શી અભ્યાસ કરીને એ એવા નિર્ણય પર આવે છે કે મૂળ ઇન્ડોયુરોપિયન લોકો સૂકા ડુંગરાળ પ્રદેશમાં રહેતા હશે. ત્યાં જંગલો હોય એમ લાગતું નથી. ત્યાં ઓક, પાઇન, નેતરની જાતનાં અને એવાં થોડાંક સિવાય અન્ય વૃક્ષો કે ફળવૃક્ષો, કે એલ્ક (elk), ઓટર (otter), વનવરાહ, વરુ, શિયાળ, રીંછ ઇ૰ સિવાયનાં અન્ય જંગલી પ્રાણીઓ થતાં નહોતાં. પ્રાચીન ઇન્ડોયુરોપિયનના પ્રથમ થરમાં ગાય, ઘેટું, બકરી ઘોડો, કૂતરો અને ડુક્કર જેવાં પાળેલાં પ્રાણીઓનો નિર્દેશ મળે છે. આદિ આર્યોને જળચર પ્રાણીઓ કે માછલીની માહિતી હોય એવું લાગતું નથી. આ પછી કેટલેક કાળે આર્યો મૂળ નિવાસસ્થાન છોડીને નીચાણવાળા, જલમય પ્રદેશમાં આવ્યા, જ્યાં એમને ઘણાં વધારે પ્રાણીઓ અને વનસ્પતિની જાણ થઈ.

આમ પ્રાચીન ઇન્ડોયુરોપિયન ભાષાના સહુથી પુરાતન થરના અભ્યાસ ઉપરથી બ્રેન્ડેન્સ્ટાઇનને લાગે છે કે યુરલ પર્વતની દક્ષિણે અને પૂર્વે વિસ્તરેલા કિર્ગીઝ (Kirghiz) ઉચ્ચ પ્રદેશો આર્યોના આદિ વતન તરીકે સૌથી વધારે શક્ય લાગે છે. ત્યાંથી પ્રસરીને આદિ આર્યો કાર્પેથિયનથી બાલ્ટિક સુધીનાં યુરોપનાં સપાટ મેદાનોમાં વિસ્તર્યા. એ સમયે આદિ આર્યોનો સંપર્ક ઇજીપ્શિયનો કે ઇજીપ્યનો કરતાં મેસેપોટેમિયાના સુમેરિયનો અને એક્કેડિયનો સાથે વધારે હતો, એમ એમની પાસેથી ઉછીના લીધેલા શબ્દસમૂહો પરથી લાગે છે. આમ બ્રેન્ડેન્સ્ટાઇન મધ્ય એશિયાના પશ્ચિમ ભાગને આર્યોનું આદિ નિવાસસ્થાન ગણે છે.

અદ્યતન ભાષાવિદો આદિમ ઇન્ડોયુરોપિયન નિવાસસ્થાનની સીમાઓની આટલી સ્પષ્ટ અને સુરેખ રેખાઓ આંકવી શક્ય ગણતા નથી. આદિમ ઇન્ડોયુરોપિયન ભૂમિની પૂર્વ તરફની સીમા પ્રાચીન ફિન્નો-ઉગ્રિઅન ભાષાભાષી—વોલ્ગા અને યુરલ વચ્ચેના—પ્રદેશથી સીમિત થઈ જાય છે. ગ્રીસ અને ઇટાલિમાં ઉત્તર બાજુએથી આર્ય પ્રજાઓ આવી એ સુજ્ઞાત છે.

ઈંગ્લાંડ અને ફ્રાન્સમાં આર્ય જાતિઓનો પ્રવેશ મધ્યયુરોપમાંથી ઈ. સ. પૂર્વે ૫મા સૈકામાં થયો હતો. સ્પેન અને પોર્ટુગલમાં તો ઠેઠ રોમન સમય સુધી આર્યેતર જાતિઓ વસેલી હતી. આ સર્વ એમ સૂચવે છે કે મધ્ય યુરોપનો ડ્યાન્યુબ નદીથી મધ્ય અને દક્ષિણ રશિયા સુધીનો વિસ્તાર એ ઇન્ડો–યુરોપિયન પ્રજાઓનું મૂળ નિવાસસ્થાન હતું. એમાં એકજ આદિમભાષા બોલાતી નહીં હોય, પણ ભિન્ન ભિન્ન ઇન્ડોયુરોપિયન બોલીઓ બોલાતી હશે એ બોલીઓ પરસ્પર સાથે સંબદ્ધ અને સંકલિત હશે, પણ કેવળ એકજ ભાષારવરૂપ એ હતી નહીં.[૪] એમાથી ભિન્ન ભિન્ન ભાષા બોલતી પ્રજાઓનાં અતિ પુરાતન સમયમા—ઇ. સ. પૂર્વેની ત્રીજી સહસ્રાબ્દિમાં—સ્થળાન્તર થયાં હશે એમ માની શકાય.

**આદિમ ઇન્ડોયુરોપિયન સંસ્કૃતિ**—પ્રાચીન ઇન્ડોયુરોપિયન સંસ્કૃતિ વિષે ઐતિહાસિક કોઈ પ્રકારની માહિતી ઉપલબ્ધ નથી, પણ આદિમ ઇન્ડોયુરોપિયન ભાષાના કેટલાક નિર્દેશો ઉપરથી એનો ખ્યાલ આવી શકે છે.

આદિમ ઇન્ડોયુરોપિયન કે વીરોસ લોકો મૂળ નોર્ડિક (Nordic)—ઊંચા, મજબૂત, ગોર, સીધાં નાક ભૂરી આંખો અને સોનેરી વાળવાળા—હોઇ શકે, જો કે નિશ્ચયાત્મક રીતે એમના વંશસ્વરૂપ (racial characteristics) વિષે કહેવું મુશ્કેલ છે. સંસ્કૃતિમાં એ ઇજીપ્શન, સુમેરિયન, એસિરીયન, ઇજીયન કે ચીની પ્રજાઓ જેટલા આરંભમાં આગળ વધેલા નહીં હોય, પરંતુ એમની ભાષા, એમની સમાજવ્યવસ્થા, અને એમની તેજસ્વિતા અદ્ભુત હતાં, જેણે એમને સર્વત્ર વિજય અપાવ્યો. એમની ભાષા સહવાસમાં આવેલી સર્વ પ્રજાઓએ સ્વીકારી એમની સમાજવ્યવસ્થાનું કેન્દ્ર કુટુંબ હતું, જે એકપત્નીવાળું (monogamous) અને પિતૃસત્તામૂલક (patriarchal) હતું. આ

૪ સરખાવો : T. Burrow, *op. cit.*, p. 12.

સદ્. સાક્ષર નરસિંહરાવ દીવેટિયાએ ગૂજરાતી ભાષાના વિકાસના નીચે પ્રમાણે યુગો પાડયા છે ६

(૧) અપભ્રંશ — વિ. સ. ૧૧ મી સદી પર્યંત
(૨) મધ્ય અપભ્રંશ-વિ સં. ની ૧૩ મી સદી સુધી
(૩) પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની — વિ સ ૧૩ મી સદીથી વિ સં ૧૫૫૦ સુધી.
(૪) જૂની ગૂજરાતી — વિ સ ૧૫૫૦ થી વિ સ. ૧૬૫૦ સુધી
(૫) મધ્યકાલીન ગૂજરાતી — વિ સ ૧૬૫૦ થી વિ સ. ૧૭૫૦ સુધી
(૬) અર્વાચીન ગૂજરાતી — વિ સં. ૧૭૫૦ પછી

નરસિંહરાવે એમના 'ગૂજરાતી ભાષા અને સાહિત્ય'ના બીજા ભાગમા આ ભાષાયુગોના વિશિષ્ટ લક્ષણો આપ્યા છે

(૧) અપભ્રંશના પ્રધાન લક્ષણોમા સંયુક્ત વ્યંજનોમા ર્ નુ કાયમ રહેવુ, ક્વચિત્ ર્ નો પ્રક્ષેપ, क् નો ग्, લિંગની અતંત્રતા, સ્વાર્થિક क નો છૂટથી ઉપયોગ, નામને તેમ જ કેટલીક વાર ક્રિયાપદઅવ્યયને પણ લાગતો સ્વાર્થિક અનુગ ड, महारउ, अम्हारउं વગેરે સાર્વનામિક રૂપો અને कवण, काइ, तण, केर જેવા આદેશોનો પ્રચાર વગેરે એમણે ગણાવ્યાં છે ७ (૨) મધ્ય અપભ્રંશ એ હેમચંદ્રાચાર્યનો અપભ્રંશ અને મુગ્ધાવબોધ ઔક્તિકની ગૂજરાતી ભાષાનો ઉદ્ગમ એ બે વચ્ચેની અન્તરાલ સ્થિતિ છે આને જ સિદ્ધર્ષિએ જુગુપ્સા ઉત્પન્ન કરે તેવી ભાષા તરીકે ઓળખાવી છે ८ (૩) પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીમા સંયુક્ત વર્ણોમાથી એક લોપાઈ એની પૂર્વનો સ્વર દીર્ઘ બને છે, અનુનાસિક પોચો બની પૂર્વસ્વર

૬. Ibid Vol II, p 129

૭ Ibid II 51 52

૮. तद् भाषन्ते किमपि भजते यद् जुगुप्सास्पदत्वम् ।
तेषां...गुर्जराणाम् । Ibid pp 1, 2, 5.

દીર્ઘ થાય છે, શબ્દનો પ્રથમ અસ્વરિત વર્ણ લોપાય છે, છે નાં પ્રાચીન રૂપો ઉપક્રિયાપદ તરીકે વાપરવાં શરૂ થાય છે.[૯] આ યુગને પછીના જૂની ગૂજરાતીના યુગથી જુદો પાડનાર ભેદક લક્ષણ એ ગણાવી શકાય કે अइ अउ એ સ્વરયુગ્મો આ યુગમાં (પ્રા. પ. રા. યુગમાં) અવિચલિત રહે છે, જ્યારે પછીના યુગમાં એનું રૂપાન્તર થાય છે. (૪) જૂની ગૂજરાતીના યુગમાં अइ अउ ને સ્થાને ए ओ થાય છે, શબ્દના આરંભના કે મધ્યના इ उ નો अ થાય છે, તાલવ્ય સ્વરોના (इ ए य ના) સંપર્કે स નો श થાય છે, મધ્યવર્તી ल નો ळ થાય છે, અને કર્મણિમાં इयइ ને બદલે आय પ્રત્યય લાગવો શરૂ થાય છે.[૧૦] (૫) મધ્યકાલીન ગૂજરાતી પ્રેમાનંદથી શરૂ થાય છે અને કેટલાક લાક્ષણિક જૂના પ્રયોગો બાદ કરીએ તો એ અર્વાચીન ગૂજરાતીને બહુધા મળતી આવે છે.

સદ્. સાક્ષર દિ બ. કે. હ. ધ્રુવ ગૂજરાતી ભાષાના વિકાસના ત્રણ યુગ દર્શાવે છે: (૧) અપભ્રંશ યુગ, ઈ. સ. ના દસમા અગિયારમા શતકથી તે ચૌદમા શતક પર્યન્તનો; (૨) જૂની ગૂજરાતીનો યુગ, ઈ. સ. ના ચૌદમા પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો; અને (૩) ત્યારપછીનો અર્વાચીન ગૂજરાતીનો સમય.[૧૧]

શ્રી કે. કા. શાસ્ત્રી દિ. બ ધ્રુવે સૂચવેલી સીમાઓને બહુધા સ્વીકારી તેના નીચે પ્રમાણે પેટા વિભાગ પાડે છે.[૧૨] (૧) ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી: પ્રથમ ભૂમિકા (ઈ. સ ની ૧૧ મી સદી સુધી), દ્વિતીય ભૂમિકા (૧૧ મી થી ૧૪મી સદી પર્યન્ત), (૨) ગુર્જર ભાષા કે મધ્યકાલીન ગૂજરાતી: પ્રથમ ભૂમિકા

---

૯ આ અને અન્ય લક્ષણો (ષષ્ઠી, સપ્તમી, પંચમી ઇ૦ ના અનુગો) ગુજરાતી ભાષા પ્રત્યયાત્મિકામાંથી (synthetic) કેવી રીતે વિશ્લેષણાત્મિકા (analytical) બનતી ગઈ તેનું નિદર્શન છે.

૧૦. N. B. Divatia, Ibid II. 52–53.

૧૧ બીજી ગુજરાતી સા. પ. નો રિપોર્ટ, પ્રમુખનું ભાષણ પૃ. ૪

૧૨ જુઓ કે. કા. શાસ્ત્રી, આપણા કવિઓ ખં. ૧. પૃ. ૧૨-૧૩.

(શુદ્ધ) (ઈ સ ૧૩૫૦–૧૪૭૫), દ્વિતીય ભૂમિકા (મિશ્ર) (ઈ સ ૧૪૭૫–૧૫૦૦), તૃતીય ભૂમિકા (શુદ્ધ) (ઈ સ ૧૫૦૦–૧૫૭૫), ચતુર્થ ભૂમિકા (ઈ સ ૧૫૭૫–૧૬૫૦), અને (૩) અર્વાચીન ગૃજરાતી. પ્રથમ ભૂમિકા (ઈ સ ૧૬૫ –૧૮૭૫), દ્વિતીય ભૂમિકા (અત્યારે ચાનુ છે તે)

આ અભિપ્રાયોમા ભિનના બહુધા નામકરણ મ ા ધ છે એમને પરસ્પર સરખાવાને અત્યારે પ્રાપ્ય પ્રાચીન ગ્રથોના ભાષાસ્વરૂપ સાથે મેળવી જોતા જણાય છે કે ઈ સ ના ૧૧ મા શતક સુધી અપભ્રશ ભાષા પ્રચલિત હતી ત્યારપછીના બેએક શતક સુધી અપભ્રશ અને જૂની ગૂજરાતી વચ્ચેનું અન્તરાલ રૂપ, જેને કેટલાક વિદ્વાનો અતિમ અપભ્રશ કહે છે તે, પ્રચારમા હતું ચૌદમા શતકથી કે કદાચ તેરમા શતકના અતભાગથી, જૂની ગૂજરાતી કે પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની (Old Western Rajrsthani)નો[૧૩] ઉદ્ભવ થયો, અને પછીના એકાદ સૈકામા ગને ભાષાના (ગુજરાતી ને મારવાડીના) પોતપોતાના વિશિષ્ટ લક્ષણો વિકસવાનો આરભ થયો સત્તરમી સદીના મધ્યથી, અર્થાત્ પ્રેમાનદના સમયથી ભાષા અર્વાચીન સ્વરૂપ તરફ ઢળતી જાય છે, અને નર્મદના સમયમા અગ્રેજી ભાષાના સપર્ક અને અસરથી એ સંપૂર્ણ-પણે અર્વાચીન સ્વરૂપને પામે છે

આમ ગૂજરાતી ભાષાના વિકાસના ત્રણ સ્પષ્ટ તબક્કા પડે છે આચાર્ય હેમચદ્રના સમયથી તે પદ્મનાભ–ભાલણ સુધીનો, અર્થાત્, ઈ સ ના ૧૪–૧૫ મા સૈકા સુધીનો, એ પ્રાચીન ગૂજરાતીનો યુગ, ત્યાથી તે દયારામ સુધીનો અર્થાત્ લગભગ ૧૬ મા સૈકાથી તે ૧૯ મા સૈકાના આરંભકાળ સુધીનો તે મધ્ય ગૂજરાતીનો યુગ, જેમા એનુ અર્વાચીન સ્વરૂપ ધીમે ધીમે ઘડાતું જાય છે, અને નર્મદથી વર્તમાન

૧૩ આ નામકરણ ડૉ એલ પી તેસ્સિતોરિનુ છે કવિશ્રી ઉમાશકર આ યુગની ભાષા મારવાડી અને ગૂજરાતી બનેના લક્ષણોનો સમન્વય કરતી હોવાથી એને 'મારુ–ગુર્જર' ભાષા કહે છે ડૉ દવેને મતે એને 'જૂની ગુજરાતી' કહેવી ઘટે, જેમાથી પાછળથી કાળક્રમે મારવાડી જુદી પડી

સમય સુધીનો **અર્વાચીન ગૂજરાતી**નો યુગ. નીચે આપેલાં પ્રાચીન મધ્ય અને અર્વાચીન ગૂજરાતી ભાષાનાં ઉદાહરણો જુઓ—એથી આ યુગવિભાગની રેખાઓ સ્પષ્ટ થશે.

**પ્રાચીન ગૂજરાતી સાહિત્ય**—પ્રાચીન ગૂજરાતી ભાષામાં વિપુલ પ્રમાણમાં સાહિત્ય રચાયું છે, જેમાંનું કેટલુંક તો ભાષાના અલંકાર રૂપ છે. આમાંનું કેટલુંક પ્રસિદ્ધ થયું છે અને બાકીનું જૈન જ્ઞાનભંડારો વગેરેમાં હજી અપ્રસિદ્ધ પડેલું છે. એ જૈન તથા બ્રાહ્મણ ઉભય રૂપનું છે. એનું સવિસ્તર દર્શન કે સમીક્ષા[૧૪] આ ગ્રંથની મર્યાદામાં શક્ય નથી; અહીં તો માત્ર કેટલીક મહત્ત્વની કૃતિઓનો કવચિત્ એકાદ લક્ષણ સાથે, નિર્દેશ કર્યો છે

ઈ. સ.ના તેરમા શતકમાં ગૂજરાતી ભાષા હજી ઘડાતી આવે છે એથી પ્રમાણમાં ઓછું સાહિત્ય એ શતકમાં મળે છે. છતાં શાલિભદ્રસૂરિ (ઈ. સ. ૧૧૮૫) નો વીરરસમરિત ઓજસ્વી 'ભરતેશ્વર બાહુબલિરાસ'[૧૫] અને 'બુદ્ધિરાસ', મહેંદ્રસૂરિ (ઈ. સ. ૧૨૧૦) નું 'જમ્બુસ્વામી ચરિય', વિજયસેનસૂરિનુ (ઈ. સ. ૧૨૩૧) ગિરનારના સુંદર વર્ણનથી શોભતું 'રેવંતગિરિ રાસુ', વિનયચંદ્રસૂરિનું (ઈ. સ. ૧૩૦૦) નૈસર્ગિક સૌંદર્યવાળું, અલંકારવાળું પહેલું જ ગૂજરાતી બારમાસી કાવ્ય 'નેમિનાથ ચતુષ્પદિકા' વગેરે આ શતકની કાવ્યરચનાઓ છે. આ શતકના 'આરાધના' (ઈ. સ. ૧૨૭૪), 'અતિચાર' (ઈ. સ. ૧૨૮૪, આશરે), 'સર્વતીર્થનમસ્કાર સ્તવન' (ઈ. સ. ૧૩૦૨) વગેરે ગદ્યસખાણો ઉપરથી રોજના વ્યવહારમાં બોલાતી ભાષાના સ્વરૂપનો ખ્યાલ આવે છે.

---

૧૪ આને માટે 'प्राचीन गूर्जर काव्यसग्रह' (ગાયકવાડ ઓ. સિરિઝ નં. ૧૩); प्राचीन गूजरातीगद्यसंदर्भ મુનિ શ્રી જિનવિજયજીસંપાદિત; જૈન ગુર્જર કવિઓ ભા. ૧ ઇ૦ જોવાં જોઈએ.

૧૫ અત્યાર સુધીમાં ગૂજરાતીમાં પ્રાપ્ય થતી રચનાઓમાં કાલાનુક્રમે આ સૌથી પહેલી છે. જુઓ આચાર્ય જિનવિજયજીસંપાદિત આવૃત્તિ, ૧૯૪૧.

ચૌદમા શતકની પ્રસિદ્ધ કૃતિઓમા જિનધરનો 'કચ્છૂલીરાસ' (ઈ સ ૧૩૦૭), અંબદેવસૂરિનો સઘપતિ સમરસિહનું વર્ણન કરતો 'સમરારાસુ' (ઈ સ ૧૩૧૫), જિનપદ્મસૂરિરચિત 'સિરિથૂલિભદ્દફાગુ' (ઈ સ ૧૩૨૪), રાજશેખરસૂરિનો સુરમ્ય પદાવલિથી મનોહર એવો 'નેમિનાથ ફાગુ' કોઈ અજ્ઞાતનામા કવિએ રચેલો મધ્યકાલીન કવિતાના આભૂષણ સમો 'વસન્તવિલાસ ફાગુ' (વિ સ ૧૩૫૦, આશરે), શાલિભદ્રસૂરિનો 'પચપડવચરિતરાસ' (ઈ સ ૧૩૫૪), તરુણપ્રભસૂરિ (ઈ સ ૧૩૫૫)ના સરલ સુબોધ 'સમ્યક્ત્વ' આદિ કથાનકો, ગૂજરાતીના પ્રથમ પ્રકૃતિવર્ણનો આપનાર વિજયપ્રભનો 'ગૌતમસ્વામી રાસ' (ઈ સ ૧૩૫૬), જૈનેતર પ્રથમ ગૂજરાતી કવિ અસાઈત (ઈ સ ૧૩૬૧)ની હાસ્ય અને કરુણની સુદર પ્રસગયોજનાવાળી 'હસાઉલી', સોમસુન્દરસૂરિના (ઈ સ ૧૪૦૦) વસન્તવર્ણન વડે સુરમ્ય 'નેમિનાથ નવરસ ફાગ' અને ઉપદેશ તથા યોગશાસ્ત્ર ઉપરના બાલાવબોધ, કુલમડનસૂરિનુ (ઈ સ ૧૩૮૪) જૂની ગૂજરાતીદ્વારા સસ્કૃત વ્યાકરણ સમજાવતુ 'મુગ્ધાવબોધ ઔક્તિક,' શ્રીધર વ્યાસનુ (ઈ સ ૧૩૯૮) પ્રૌઢ અને ઓજસ્વી, અનોખુ વીરરસકાવ્ય 'રણમલ્લ છદ' વગેરેનો સમાવેશ થાય છે

સાહિત્યસર્જનની આ પરપરા પંદરમા શતકમા પણ એવી જ અવિચ્છિન્ન ચાલુ રહે છે આ શતકના 'વાગ્વિલાસ' જયશેખરે (આશરે ઈ સ ૧૪૦૬) 'પ્રબોધચિન્તામણિ' કે 'ત્રિભુવનદીપકપ્રબધ'મા સમ્રાટ પરમહસનો મોહ ઉપરનો વિજય રૂપકગ્રથી વડે સરલ મનોહર બાનીમા વર્ણવ્યો છે, અને નેમિનાથ ફાગુ' ની રચના કરી છે શાલિસૂરિએ 'વિરાટપર્વ' રચ્યું છે, નરસિગે 'ચિહુંગતિચઉપઇ' ની રચના કરી છે (ઈ સ ૧૪૦૬) ભીમે (ઈ સ ૧૪૩૨) પ્રાસાદિક સૌષ્ઠવશોભન કાવ્યબધમા 'સદયવત્સચરિત' ની કથા આલેખી છે, ભક્તરાજ નરસિહે એમની પ્રસિદ્ધ કાવ્યરચનાઓ કરી છે (ઈ સ ૧૪૧૪ ૧૪૮૦) માણિક્યચદ્રસૂરિએ (ઈ સ ૧૪૨૨) મધ્યકાલીન કાદબરી-વાસવદત્તા

સમુ પદ્ય સમ મોહક લયવાદી ગદ્યમાં અંતર્યમકખચિત મનોહર રસપ્રપૂર્ણ ગદ્યકાવ્ય 'પૃથ્વીચંદ્રચરિત્ર' ગૂંથ્યું છે; અને સુપ્રસિદ્ધ જૈન સૂરિ હીરાણંદસૂરિએ 'વિદ્યાવિલાસપવાડઉ' રચ્યો છે (ઈ. સ. ૧૪૨૯)[૧૬] સંસ્કૃતના વ્યુત્પન્ન પંડિત ભાલણે (ઈ. સ ૧૪૫૯–૧૫૧૪) એનાં રસભરિત, સંસ્કારી કલાયુક્ત 'કાદંબરી,' 'નળાખ્યાન,' 'દશમસ્કંધ' વગેરે સુંદર કાવ્યો દ્વારા આખ્યાનસ્વરૂપને સુરેખ આકાર આપીને વિકસાવ્યું પદ્મનાભે ઓજસ્વી શૈલીવાળા ઐતિહાસિક પ્રસંગ અને સમકાલીન જીવનનુ તદ્રૂપ આલેખન કરતા અપૂર્વ વીરરસકાવ્ય 'કાન્હડદે પ્રબંધ' (ઇ. સ. ૧૪૫૬) ની રચના કરી; કર્મણ મંત્રીએ 'સીતાહરણ' (ઇ. સ. ૧૪૭૦) અને મહારાણી મીરાએ એની સુવિખ્યાત કાવ્ય-રચનાઓ કરી. 'ઉષાહરણ'કાર વીરસિંહ (૧૪૬૪), લોકોક્તિમહૂલ 'પ્રબોધબત્રીશી'નો રચયિતા અને છપ્પાકાર અખાના પ્રેરણા-સ્થાનરૂપ માંડણ બંધારો (ઈ. સ. ૧૪૮૦ પછી), અને બોપદેવના ભાગવત ઉપરથી 'હરિલીલાષોડશકલા' અને સંસ્કૃત 'પ્રબોધચંદ્રોદય' એ નાટક ઉપરથી છૂટો કાવ્યાનુવાદ 'પ્રબોધપ્રકાશ' રચનાર ભીમ (ઇ. સ. ૧૪૮૫–૯૦), 'શ્રી કૃષ્ણલીલા કાવ્ય' રચનાર કાયસ્થ કવિ કેશવદાસ પણ આ શતકમાં આવે છે. મધ્યકાલીન ગૂજરાતી સાહિત્યમાં આ શતક અનોખા તેજે પ્રકાશે છે.

સોળમા શતક પછી જૂની ગૂજરાતીનો યુગ પૂરો થઈને મધ્ય ગૂજરાતીનો આરંભ થાય છે. આ શતક પૂર્વોત્તર શતકોની સરખામણીમાં ઓછો દીપ્તિમંત છે, તોપણ એમા ઠીક ઠીક પ્રમાણમા કાવ્યરચના થઈ છે. આ યુગના બ્રાહ્મણ (જૈનેતર) કવિઓમા,[૧૭] પુરાણો ગૂજરાતીમા ઉતાર-

૧૬. સરખાવો : ग़ुर्जररासावली, edited by B. K. Thakore, M. D. Desai and M. C. Modi, Gaekwad's Oriental Series. No. CXVIII, Baroda, 1956.

૧૭ આ યુગના સંખ્યાબંધ જૈન કવિઓ માટે જુઓ 'જૈન ગૂર્જર કવિઓ' ભા. ૧ પૃ. ૬૯–૨૬૬

નાર અને 'નળાખ્યાન' 'અભિમન્યુ આખ્યાન' ઈ૦ રચનાએ પ્રેમાનંદનો સાચો પુરોગામી વૈશ્ય કવિ નાકર (ઈ સ ૧૫૧૬-૬૮), ગૂજરાતીમા રામાયણ ઉતારનાર ભાલણપુત્ર ઉદ્ધવ (ઈ. સ ૧૫૦૦-૧૫૨૦), 'હંસાવતી વિક્રમચરિત'નો રચનાર મધુસૂદન વ્યાસ (૧૫૫૦), 'નંદબત્રીસી' નો રચનાર નરપતિ (૧૫૦૪), 'મોસાળું' 'હૂંડી' વગેરે આખ્યાનો તથા પુરાણોનો અનુવાદ કરનાર વિષ્ણુદાસ (૧૫૬૮) અને વિશ્વનાથ જાની (૧૬૧૧) એ વગેરેનો સમાવેશ થાય છે. વિષ્ણુદાસ અને વિશ્વનાથ જાની એ પ્રેમાનંદના પુરોગામીઓના કાળમા ગૂજરાતી ભાષા એના અર્વાચીન સ્વરૂપમા પ્રવેશ કરે છે

પ્રાચીન ગૂજરાતીમા આ રીતે રાસ, ફાગુ, કથા, કથાનકો, ચરિત્ર, વિવાહલઉ અને ધૂલ, માતૃકા, ચતુષ્પદિકા વગેરે જૈન સ્વરૂપો, અને આખ્યાન, કથા, બારમાસી, મહિના, પદો, ગરબીઓ ઇત્યાદિ બ્રાહ્મણ સ્વરૂપો વિકાસ પામ્યા. એ સ્વરૂપોના ઉદ્દગમ અને વિકાસની ચર્ચા અહીં પ્રસ્તુત નથી, એટલે પ્રાચીન ગૂજરાતીના ભાષાસ્વરૂપ તરફ વળીએ.

**જૂની ગૂજરાતી ભાષાનાં ઉદાહરણો**—હવે ક્રમશઃ સૈકાવાર જૂની ગૂજરાતી ભાષાના ઉદાહરણો લઈ તેમના ભાષાસ્વરૂપ ઉપર ત્વરિત દૃષ્ટિપાત કરીએ.

પ્રથમ **તેરમા શતકનાં** કાવ્યોમાથી ઉદાહરણો લઈ એમની ભાષા જોઇએ.

(૧) रिसह जिणेसर पय पणमेवी, सरसति सामिणि
मनि समरेवी, नमवि निरतर गुरुचलणा ॥
भरह नरिंदह तणु चरित्तो, ज जुगी वराहावलय वदीतो,
वार वरिस विहु बधरह ॥
हु हिव पभणिसु रासह छंदिहिं, त जनमनहर
मन आणदिहिं, भाविहि भवीयण समलेउ ॥
—शालिभद्रसूरि, भरतेश्वर बाहुबलिरास १-३

(२) परमेसर तित्थेसरह पयपङ्कय पणमेवि ।
भणिसु रासु रेवतगिरे अंबिकदिवि सुमरेवि ॥
गामागरपुरवणगहण सरिसरवरि सुपएसु ।
देवभूमि दिसि पच्छिमह मणहरु सोरठदेसु ॥
जिणु तहिं मडल मडणउ मरगयमउडमहतु ।
निम्मलसामलसिहरभरे रेहइ गिरि रेवतु ॥
—विजयसेनसूरि, रेवंतगिरिरासु ( इ. स. १२३१ ) १-१-३

(३) सम्यक्त्वप्रतिपत्ति करहु अरिहतु देवता सुसाधु गुरु जिनप्रणीत धर्म्मु सम्यक्त्वदडकु ऊचरहु, सागारप्रत्याख्यानु ऊचरहु चऊहु सरणि पइसरहु । . पचपरमेष्ठिनमस्कारु स्मरहि, तउ तुम्हि विशेषि स्मरेवउ, अनइ परमेश्वरि तीर्थंकरदेवि इसउ अर्थु भणियउ अच्छइ, अनइ ससार तणउ प्रतिभउ म करिसउ, अनइ एद्धिनमस्कारु इहलोकि परलोकि सपादियइ ॥
—आराधना ( इ. स. १२७४ )

(४) श्रावणि सरवणि कडुय मेहु गज्जइ विरहिरि झिज्झइ देहु ।
विज्जु झबक्कइ रक्खसि जेव नेमिहि विणु सहि सहियइ केम ॥
सखी भणइ सामिणि मन झूरि दुज्जणतणा म वछित पूरि ।
गयउ नेमि तउ विणठउ काइ अछइ अनेरा वरह सयाइ ॥
बोलइ राजल तउ इहु वयणु नत्थी नेमिसम वररयणु ।
धरइ तेजु गहगण सवि ताव गयणि न उग्गइ दिणयरु जाव ॥
—विनयचन्द्रसूरि, नेमिनाथचतुष्पदिका ( इ. स. १३०० ) २-४

આ શતકની ભાષા અપભ્રંશથી હજી વિભિન્ન થતી સ્થિતિમા છે, એથી એમા पणमेवि, नमवि જેવા सत्वान्त રૂપો, पभणिसु, भणिसु, करिसउ જેવા ભવિષ્યકાળના રૂપો, करहु, स्मरहि જેવા આજ્ઞાર્થ રૂપો, ज त જેવા સાર્વનામિક રૂપો અને तात्र જેવા અવ્યયો, भाविहिं જેવા તૃતીયા રૂપો, पच्छिमह वरह ૪૦ મા ષટી (કે કદાચ સ્વાર્થિક) અન્વય ह, धर्म्मु,

અર્થું દંડક ઇ૦ ઉકારાંત પ્રથમા દ્વિતીયા એકવચનનાં રૂપો, सयाइ रयणु तिज्जु જેવા નામો, અને रयणइ, खिज्जइ, झयवरइ, दुज्जण, गज्जइ, देहइ, अच्छइ જેવાં ક્રિયારૂપો અપભ્રંશ ભાષાસ્વરૂપનું સ્મરણ કરાવતાં નજરે પડે છે. છતાં અપભ્રંશથી ભાષા એક ક્રમ આગળ ગઈ છે અને ગૂજરાતીના ઉષઃકાળમાં પ્રવેશી છે એમ એના સંયોગલોપ (જેમકે त्रिणठउ, अछइ ઇ૦), અપભ્રંશ નામિક પ્રત્યયોનો ક્રમશઃ થતો જતો લોપ (શતકના આરંભમાં ષષ્ઠીનો ह અને તૃતીયા બહુવચનો हिं, શતકને અંતે નજરે પડતા નથી), અને तणउ જેવા ષષ્ઠ્યર્થ અનુગોનો સવિશેષ પ્રચાર, केम हिव વગેરે ઉત્તરકાલીન રૂપોનો ઉદ્ભવ ઇ૦ જોતાં લાગે છે. શતકના અંતની ભાષા તો સ્પષ્ટ રીતે આદિમ ગૂજરાતીની સીમામાં પ્રવેશ કરી ચૂકી છે. શતકના આરંભની ભરતેશ્વર બાહુબલિરાસની અને રેવંતગિરિરાસુની ભાષા ગૂજરાતી તરફ પ્રસ્થાન કરતી હોવા છતાં હજી અપભ્રંશની ઘણી સમીપ છે. આથી સદ્. નરસિંહરાવભાઈ જેવા વિદ્વાનોનું એને ઉત્તરકાલીન અપભ્રંશ માનવા તરફ વિશેષ વલણ છે. બહુ ઝીણવટભર્યાં અને બદ્ધ (watertight) વર્ગીકરણનો આગ્રહ ન હોય તો એ ભાષાને પ્રથમકાલની પ્રાચીન ગૂજરાતી કહેવામાં વાંધો નથી.

હવે ચૌદમા શતકની કૃતિઓનું ભાષાસ્વરૂપ જોઈએ.

(૫) अह सोगहसुंदररूपवतु गुणमणिभंडारो ।
कंचण जिम झलकंततंति संजमसिरिहारो ॥
थूलिभद्दमुणिराउ जाम महियलि बोहंतउ ।
नयरराय पाडलियमाहि पहुतउ विहरंतउ ॥
वरिसालइ चउमास माहि साहू गहगहिया ।
लियइ अभिग्गह गुरह पासि नियगुणमहमहिया ॥
अज्जविजयसंभूयसूरि गुरु वय मोकलावइ ।
नमु आएसि मुणीन कोसवेसाघरि आवइ ॥
मंदिरतोरणि आवियउ मुणिवरु पिक्खेवी ।
चमकिय चित्तिहि दासडिय वेगि जाइ वधावी ॥

वेसा अतिहि ऊतावलि य हारिहि लहकती ।
आविय मुणिवररायपासि करयल जोडती ॥
—जिनपद्मसूरि, सिरिथूलिभद्दफागु ( इ. स १४२४ ) २-४

(६) वसततणा गुण गहगह्या महमह्या सवि सहकार ।
त्रिभुवनि जयजयकार पिका रव करइ अपार ॥
पदमिनि परिमल बहकइं लहकइ मलयसमीर ।
मयणु जिहा परिपंथीय पंथीय धाइ अधीर ॥
मानिनिजनमनक्षोभन शोभन वाउला वाइ ।
निधुवनकेलिकलामीय कामीय अगि सुहाइ ॥
—वसतविलास ( फागु ) ( इ. स. १३५० )

(७) जीव धर्म्मिइं संसार तरइ । चैत्रु लोकसिउं वात करइ ।

विवेकिउ मोक्षनइ कारणि खपइ । साधु मोक्षनइं कारणि तपु करइ । जेहतउ, हूंतउ, थउ, थकउ इत्यादि बोलिवइ जेह वस्तुनइ परित्याग सूचियइ ते अपादान ।

...वृक्षतउ पान पडइ । एहनउ, तणउ, एहरहइ, किहिं इत्यादि बोलिवइ ...स्वामित्वादिक सबंध सूचीयइ । चैत्र तणउ धनु गामि छइ ।...चैत्रु ग्रामि वसइ । करी, लेई, देई...तिहा क्त्वा प्रत्यय । शिष्य शास्त्र पढी अर्थ पूछइ ।...करिवा, लेवा, देवा...तिहा तुम् प्रत्यय । कुभकार घडा घडीवा माटी आणइ ।...करसणी हल खेडतउ बीज वावइ ।...करणहार, लेणहार, देणहार...तिहा तृच् प्रत्यय 'तृ' इसिउ आवइ । धर्म्म करणहार जीव सुख प्रामइ ।...मेघि वरिसतइ मोर नाचइ ॥ १८

—कुलमंडनसूरि 'मुग्धाववोध औक्तिक' ( इ. स. १३९४)

(८) सतिरि सहस साहण वैसाहण । गई अरदास पासि सुरताणह ।
वणगरु किद्ध सिद्ध सह हिंदू । तू रणमल्ल एक नहबिंदू ॥

---

१८ આ સતિસપ્તમીનું ઉદાહરણ છે.

पण फुरमाण आण सुरताणी । नहि रणमल्ल गणिइ रणताणि ॥
जिम हिम्मीर वीर सँभरविइ । तिम कमधज मुंछ मुहि मुरवै ॥
—श्रीधरव्यास, रणमल्लछंद (इ. स. १३९८)

ચૌદમા શતકની ભાષા હવે સ્પષ્ટ રીતે ગુજરાતી બની ગઈ છે. ખેશક કવચિત્ કવચિત્ અપભ્રંશની અસર નજરે પડે છે (જેમકે पिक्खेवी એ क्त्वान्त રૂપ, તૃતીયાનો हिं પ્રત્યય ૪૦ માં) પણ તે બહુ વિરલ જ. પણ મોટે ભાગે તો ગૂજરાતીનાં ઘણાંખરાં વિશિષ્ટ લક્ષણો ઉદય પામ્યાં છે. જેમકે, सोहग, झलक्कंत, पहुतउ, वेसा, यहक्कई, लहक्कइ જેવા શબ્દોમાં સંયોગલોપ (simplification); पासि, सिउं, नइं, थउ, थकउ, तणउं, नउ[19] જેવા નવા વિભક્તિદર્શક અનુગો અને પ્રત્યયોનો ઉદ્‌ગમ; करी, लेई, देई જેવાં દીર્ઘ ઈકારાંત क्त्वान्त રૂપો, અને करणहार જેવાં ઇચ્છાવાચક કૃદંત રૂપો; मोकलावइ, आविवउ જેવાં સર્વાંશે ગૂજરાતી રૂપનાં આખ્યાતનામાદિક, ૪૦

પંદરમા શતકની ભાષાના નમૂના નીચે પ્રમાણે છે.

(९) हुइ भमह कामकोदंडखंड कटिविंब प्रलंबित वेणीदंड ।
उरि हार तारश्रेणी समान तनमंडल अवर न उपमान ॥
नाह कुरंगा रंणथलि जल विणु किमु जीवंती ।
नयण सरोवर प्रीतिजल नेहिइं नीर पियंति ॥

—भीम, सदयवत्सचरित्र (इ. स. १४३२)

(१०) ते स्त्री गुस्तास्प राजा आगलइ अनइ अपर बीजा मज्दईअस्न आगलि गेई । नमस्कार कीधउ । पछइ उभी रही । तेहे स्त्रीए बोलिउं जु तहमो मज्दईअस्न ईउ इसुं म करु । जउ अह्मइ सात बहइन अछउं अनइ सातहनउ एउ एकु जि भर्त्तार अछइ । —पारसी पंडित लक्ष्मीधर वहेराम,

अर्दागुवीरा (इ. स. १४१५)

[19] આ ઉપરાંત षष्ठयर्थ नो પ્રત્યય પણ મળે છે.

(११) अन्यदा प्रस्तावि राजा पृथ्वीचंद्र अनइ राजा सोमदेव राजसभां एकठा बइठा । किसी ते राजसभा–जीणि सभा पात्र नाचइं, विद्वांस पुस्तक वांचइं, माल मल्लविद्या मांडिया माचइं, रागज्ञ रायन्हइ रंग रहाविवा राचइं, सुहाचोला शुभ वोली स्वामी कन्हे पसाउ याचइं, बुधा झागइ चिरकाल विवाद करी स्वयमेव पाचइ । इसी सभा, विहु नरेश्वरि करि वली वाधी प्रभा । तिसिइ अवसरि, हर्ष प्रसरि । पहुतउ वनपाल, तीणि वीनविउ श्री सोमदेव भूपाल ।

—माणिक्यचन्द्रसूरि, पृथ्वीचन्द्रचरित्र ( इ. स. १४२२ )

(१२) आगइ रुद्रि घणइ कोपानलि दैत्यवंश तइं बाल्या ।
तइ पृथ्वीमांहि पुण्य वरताव्यां देवलोकि भय टाल्या ॥
तइं वालिउ काम त्रिपुर विध्वंसिउ पवनवेगि जिम तूल ॥
पदमनाभ पूछइ सोमईया केथउं करिउं त्रिशूल ॥

—पद्मनाभ, कान्हडदेप्रबन्ध, ( इ स. १४५६ ) १–१०१, १०२

(१३) बांधी पाज नीरि तिहां निश्चल, साथि हनमंत्त मींछ ।
विकटरूप दीसइ वानरा, रौद्र घणा मांहि रींछ ॥ मइ०
मात सीता जाणूं वानर त्रिकूटि गढि चटिया ।
रत्तालाप सुत, रावणु राणु, कुंभकर्ण रणि पडिया ॥ मइं०
जाणूं लंक विभीषण दीधी, अमर कोडि तिहां मिलिया ।
मंत्री कर्मणचु स्वामि अयोध्या राम सीता लेइ वलिया ॥ मइ०

—कर्मणमंत्री, सीताहरण ( इ. स. १४७० )

(१४) भाषानूं कारण नहीं कारण अर्थविशेष ।
रम्यक एह ऊपरि कहूं पिंगल गाथा एक ॥
ये अज्ञानि ऊपजइ विश्व चराचर शूर ।
किरण विवि दीसइ यथा मध्य दिवस जलपूर ॥
येहनूं स्वरूप विचारतां मोह निवर्तइ एह ।
कुसुमतणी माला विषइ यथा भुजगम देह ॥

—भीम, प्रबोधप्रकाश, ( इ. स. १४८५ )

પંદરમા શતકની ભાષા સવિશેષ ગૂજરાતીપણુ ધારણ કરે છે આટલી થોડી પંક્તિઓમા પણ જણાઈ આવતા ગેઈ, ઉભી રહી જેવા ભૂતકાલીન કર્તરિ ક્રિયારૂપો, ચોન्दि, वरिउ, टाल्या, वरताव्या, घड्ठा જેવા કર્મણિ ભૂતકાળીન રૂપો, करु જેવુ આજ્ઞાર્થ પહેલા પુરૂષ એકવચનનું રૂપ, नउ, माहि જેવા પ્રત્યયો, वन्ह. आगन्ई, करि (કરણ વાચક 'થી', 'વડે'ના અર્થનો અનુગ) જેવા અનુગો ગૂજરાતીએ પોતાને પગે કેટલી પ્રગતિ કરી છે તે સૂચવે છે

## મધ્ય ગુજરાતી ભાષાનાં ઉદાહરણો

સોળમા શતકથી તો આપણે લગભગ અર્વાચીન ગુજરાતીના સીમાડા ઉપર આવી પહોચીએ છીએ આ શતકના થોડા નીચે આપેલા ઉદાહરણોથી એનુ ભાષાસ્વરૂપ પ્રગટ થશે

(૧૫) ऋषिइ पूछु पुत्रनि, येह. एह शुक क्यहा थकी लाव्यो? कहु–वनमांहि दुखी तृषाक्रान्त पड्यो तो दया जाणी लाव्यो। ऋषि त्रिकाल दर्शी मुज सांहांमु जोई मुने कहु, अविनय कीधांना एह फल। पछि शिष्य पुत्रादिके ऋषिनि पूछु–एहनो स्वामी शो अविनय छि? ते ऋषिइ कह्यु एकांत रात्रि विधिपूर्वक कहयु।

—सिद्धिचन्द्र, संक्षिप्त गुजराती कादंबरी

(१६) ब्रह्मानी बेटी सरसति गौरवर्ण चालइ गजगति।
कमल कमडल वीणा साथि, पुस्तक परठिउ दक्षण हाथि॥
उरि मोटउ मुक्ताफलहार, पाए नेउर रणझिणकार।
काने कुडल येणिदड, लीलां मोहिउ येणइ ब्रह्मड॥
रतनजडी रूडी रापडी लोचन यशा कमल पापडी।
निर्मल नाशा तिलनू फूल, दततणउ कुण करशि मूल॥
राता अधर ते विद्रुमरोल, जाणे जीह अमीनु घोल।
वदलडि जितउउ मयक, कन्ति झीणउ लाखीणउ लंक॥

—लावण्यसमय, विमलप्रबध (इ स. १५१२)

વિશેષ ઉપયોગને કારણે), અર્વાચીન કર્મણિ રચનાની પ્રમાણમાં વિશેષ વ્યાપકતા, ઇ૦ લક્ષણોથી એ પ્રેમાનંદ-અખાના સમયની ભાષાથી તરત જુદી પડતી જણાશે. નીચેના ઉદાહરણથી એની પ્રતીતિ થશે:

"જેનો તર્ક જબરો, જેનો પ્રીતિનો આવેશ શ્રેષ્ઠ, જેનું ઈશ્વરી સૌન્દર્ય વિષે રસજ્ઞાન ઉત્કંઠિત, અને માણસ જાતનાં દિલમાં જે જે વિકારો ઉત્પન્ન થાય છે તેનો જે અંતરજામી, તે ઉત્તમ કવિ જાણવો. ખૂબસુરતી, શક્તિ અને જોરસાનાં તત્ત્વો જે પોતાની છાતીમાં રમે છે, તેણે કરીને દુનિયામાં જે જે સુંદર, મહત્ તથા ગંભીર છે અને પોતપોતાના સાદા ભારમાં છે તેઓને પોતાના જાણે છે-(સર્વનું જેને રસજ્ઞાન છે) તે ઉત્તમ કવિ સમજવો."-જૂનું નર્મગદ્ય (ઈ. સ. ૧૯૧૨) 'કવિ અને કવિતા' પૃ. ૧૩૫

## ગુજરાતી ભાષા ઉપર અન્ય ભાષાઓનો પ્રભાવ

પ્રત્યેક ભાષા ઉપર એના સાંસ્કૃતિક ને રાજકીય સંપર્કમાં આવેલી પ્રજાઓની ભાષાઓની અસર પડે એ સ્વાભાવિક છે.

ગુજરાતમાં ચૌદમા સૈકાથી મુસ્લિમ રાજ્યઅમલનો પ્રારંભ થયો. એની સાથેજ ગુજરાતી ભાષા ઉપર રાજ્યકર્તા મુસ્લિમ શિષ્ટ વર્ગોની ભાષાનો પ્રભાવ પડવો શરૂ થયો. આ રીતે ગુજરાતીમાં અમીર, કચેરી, દરબાર, લશ્કર, સરદાર, ઇ૦ રાજ્યશાસનના; ઇન્સાફ, અદાલત, કાયદો, નાજર, અસીલ, વકીલ ઇ૦ ન્યાયના; અત્તર, ગાલીચો, કિનખાબ, કિસમિસ, જરદાલુ, અચાર, બિરંજ, ઇ૦ મોજશોખની વસ્તુઓના શબ્દોનો પ્રવેશ થયો. कान्हडदेप्रबन्ध (સં. ૧૫૧૨) માં દીવાન, સુરતાણ, પાતિસાહ, અરદાસ, મુકર્દમ, ફરિયાદ, લશ્કર, બંદઉ, સાબાણ, સિરાચા, પેસરઉ, તબાખ, ભૂત (=ખૂત), બંદીખાનુ, બંદી, હેજબ, બરદારનફીબ, અનામ (=ઈનામ); તેમ रणमल्लछंद મા (વિ સં. પંદરમુ શતક) અરદાસ, સુરતાણ, ફુરમાણ, ઇ૦ કેટલાયે ફારસી-અરબી શબ્દો મળે છે. આ સાંસ્કૃતિક આદાનનો પ્રારંભ એથી પણ ઠીક ઠીક આગળના સમયથી

સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ ભર્યું તેજનું પાત્ર;
તે તેજનુ પ્રજાપતિએ, ઘડ્યું દમયંતીનું ગાત્ર.
તેમાથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો,
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.

એ પ્રેમાનંદની કાવ્યપંક્તિઓમાં અને

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર,
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઈ પ્રાકૃતમાથી નાશી ગયું.
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર.

એ અખાની પંક્તિઓમાં અને અર્વાચીન ગુજરાતીમાં ભાગ્યેજ ફેર જણાશે. થોડાક અવશિષ્ટ રહેલા જૂના શબ્દપ્રયોગો બાદ કરીએ તો ભાષાનું સ્વરૂપ પ્રાય: અર્વાચીન બની ગયેલું જણાશે.

દયારામની (ઈ. સ. ૧૭૭૭ – ઈ. સ. ૧૮૫૨) રચનાઓમાં ભાષાનું આથીયે વિશેષ અર્વાચીનત્વ નજરે પડશે. ઉ. ત.

ઊભા રહો તો કહું વાતડી બિહારીલાલ !
તમ માટે ગાળી છે મેં જાતડી બિહારીલાલ !
જે દહાડે મળ્યા'તા વૃંદાવનમાં બિહારીલાલ !
તે દહાડાની તાલાવેલી તનમાં બિહારીલાલ !
વેદના વિરહની તે ક્યાં ભાખિયે બિહારીલાલ ?
ભીતરનો ભડકો તે ક્યાં દાખિયે બિહારીલાલ ?

પ્રેમાનંદના કાળની આસપાસથી શરૂ થયેલી ગુજરાતી ભાષાની અર્વાચીનતાનો એક તબક્કો દયારામની ભાષામાં સંપૂર્ણ થાય છે. એ પછી અંગ્રેજી ભાષાના સંપર્કથી નર્મદના સમયથી નવો તબક્કો શરૂ થયો જે અદ્યપર્યન્ત ચાલુ છે.

## અર્વાચીન ગુજરાતી

નર્મદની ભાષા પૂર્ણપણે અર્વાચીન ગુજરાતી છે. એનું ધ્વનિસ્વરૂપ, તત્સમ રૂપોનો સમાદર, અનેક પ્રાચીન ગુજરાતી શબ્દપ્રયોગોનો લોપ અને નવતર શબ્દોનો ઉદય, વાક્યબંધની સંકુલતા (મિશ્ર વાક્યોના

વિશેષ ઉપયોગને કારણે), અર્વાચીન કર્મણિ રચનાની પ્રમાણમાં વિશેષ વ્યાપકતા, ઇ૦ લક્ષણોથી એ પ્રેમાનંદ-અખાના સમયની ભાષાથી તરત જુદી પડતી જણાશે. નીચેના ઉદાહરણથી એની પ્રતીતિ થશે:

"જેનો તર્ક જબરો, જેનો પ્રીતિનો આવેશ શ્રેષ્ઠ, જેનું ઈશ્વરી સૌન્દર્ય વિષે રસજ્ઞાન ઉત્કંઠિત, અને માણસ જાતનાં દિલમાં જે જે વિકારો ઉત્પન્ન થાય છે તેનો જે અંતરજામી, તે ઉત્તમ કવિ જાણવો. ખૂબસૂરતી, શકિત અને જોરસાનાં તત્ત્વો જે પોતાની છાતીમાં રમે છે, તેણે કરીને દુનિયામાં જે જે સુંદર, મહત્ તથા ગંભીર છે અને પોતપોતાના સાદા ભારમાં છે તેઓને પોતાના જાણે છે-(સર્વનું જેને રસજ્ઞાન છે) તે ઉત્તમ કવિ સમજવો."-જૂનું નર્મગદ્ય (ઈ. સ. ૧૯૧૨) 'કવિ અને કવિતા' પૃ. ૧૩૫

## ગુજરાતી ભાષા ઉપર અન્ય ભાષાઓનો પ્રભાવ

પ્રત્યેક ભાષા ઉપર એના સાંસ્કૃતિક ને રાજકીય સંપર્કમાં આવેલી પ્રજાઓની ભાષાઓની અસર પડે એ સ્વાભાવિક છે.

ગુજરાતમાં ચૌદમા સૈકાથી મુસ્લિમ રાજ્યઅમલનો પ્રારંભ થયો. એની સાથેજ ગુજરાતી ભાષા ઉપર રાજ્યકર્તા મુસ્લિમ શિષ્ટ વર્ગોની ભાષાનો પ્રભાવ પડવો શરૂ થયો. આ રીતે ગુજરાતીમાં અમીર, કચેરી, દરબાર, લશ્કર, સરદાર, ઇ૦ રાજ્યશાસનના; ઇન્સાફ, અદાલત, કાયદો, નાજર, અસીલ, વકીલ ઇ૦ ન્યાયના; અત્તર, ગાલીચો, કિનખાબ, કિસમિસ, જરદાલુ, અચાર, બિરંજ, ઇ૦ મોજશોખની વસ્તુઓના શબ્દોનો પ્રવેશ થયો. कान्हडदेप्रबन्ध (સં. ૧૫૧૨) માં દીવાન, સુરતાણ, પાતિસાહ, અરદાસ, મુકર્દમ, ફરિયાદ, લશ્કર, બંદઉ, સાબાણ, સિરાચા, પેસરઉ, તબાખ, ભૂત (=બૂત), બંદીખાનું, બંદી, હેજબ, બરદારનફીબ, અનામ (=ઇનામ); તેમ रणमल्लछंद માં (વિ. સં. પંદરમું શતક) અરદાસ, સુરતાણ, ફુરમાણ, ઇ૦ કેટલાયે ફારસી-અરબી શબ્દો મળે છે. આ સાંસ્કૃતિક આદાનનો પ્રારંભ એથી પણ ઠીક ઠીક આગળના સમયથી

થયો હશે એમ ધારી શકાય છે. આ સ્થિતિ મધ્ય ગુજરાતીના અખા જેવા સુવિખ્યાત કવિઓના સમય સુધી ચાલુ રહી છે—અખામાં તે ફારસી-અરબી શબ્દોનો સુમાર નથી, જે તત્કાલીન કથ્ય ભાષામ ફારસી-અરબી તત્ત્વના ભારણનું સૂચન કરે છે, આજે પણ સામાન્ય બોલચાલની ગુજરાતી ભાષામાં ફારસી-અરબી અનેક એવા શબ્દો પ્રચલિત છે કે જેના સંસ્કૃત પ્રતિરૂપો શોધ્યાં યે ન જડે.

મુસ્લિમ શાસન પછી ગુજરાત ઉપર મરાઠાઓનો અમલ કેટલોક કાળ રહ્યો. એની અસર ભાષા ઉપર પ્રમાણમાં થોડી થઈ છે. મરાઠા અમલ ગુજરાતમાં પ્રમાણમાં થોડો સમય રહ્યો; એ કાળનું રાજકીય વાતાવરણ સંક્ષુબ્ધ હતું; તેમ મુસલમાનોની માફક મરાઠાઓ ગુજરાતને પોતાનું વતન બનાવીને વસ્યા નહીં, ઇ૦ કારણોથી મરાઠીમાંથી ગુજરાતીમાં સાંસ્કૃતિક આદાન પ્રમાણમાં ઓછું થયું છે. તો યે થોડાક શબ્દો મરાઠીમાંથી ગુજરાતીમાં પ્રવેશ્યા છે. ઉ. ત. આઈ, ટકાઉ, ભાંગ (=સેંથી), નિદાન (=ઓછામાં ઓછું), ચળવળ, વાટાઘાટ, હલકટ ઇ૦.

આ બંને યુગોમાં ગુજરાતને પોર્ટુગીઝ પ્રજા સાથે સંપર્ક થયો. એમાંથી કેટલુંક આદાન (borrowing) થયું. ઉ. ત. આફૂસ, પાયરી, અનનાસ, કોફી, મેજ, બટાટા, તમાકુ ઇ૦ શબ્દો ગુજરાતીમાં પોર્ટુગીઝમાંથી આવ્યા છે. મરાઠા અમલને અંતે, ઓગણીસમા સૈકાના પ્રારંભે, ગુજરાતમાં અંગ્રેજી અમલની સ્થાપના થઈ. ત્યારથી ગુજરાતી ભાષા ઉપર અંગ્રેજીની વ્યાપક અસર થઈ, જે માત્ર શબ્દભંડોળના આદાનમાં સીમિત નહીં થઈ રહેતાં એના વ્યાકરણને-વાક્યબંધ આદિને પણ અસર કરી ગઈ. અર્વાચીન ગુજરાતીમાં મિશ્ર વાક્યો, અર્વાચીન કર્મણિ રચના, ઇ૦ નો વિકાસ અંગ્રેજી ભાષાના સંપર્કને કારણે થયો છે. એ ઉપરાંત નીચેના જેવા અનેક અનેક શબ્દો અંગ્રેજીમાંથી ગુજરાતીમાં લેવાયા છે અને તળપદા ગુજરાતીથી યે સવાઈ ગુજરાતી સમા બની ગયા છેઃ ઉ. ત. ટિકિટ, માસ્તર, સ્ટેશન, રેલ્વે, રોડ (=પાકો રસ્તો),

શેર, કૉલેજ, હાઇસ્કૂલ, કંપની, રકૂ, ટેબલ, સોફા, પાર્ટી, સિનેમા, ફિલમ, થિયેટર, સાઈકલ, ઇ૦.

મધ્ય ગૂજરાતીમાં ક્વચિત્ કોઈ કોઈ શબ્દો વ્રજ આદિ ઉત્તર ભારતીય ભાષાઓમાંથી કવિઓ લઈ આવતા. ઉ. ત. વ્રજ, બીન, બાલ (=વાળ), બંસી, દુલારી, આરત, બલિહારી, બિજલી, ઇ૦ ગાંધીજીનો રાજકીય ક્ષેત્ર પ્રવેશ થયા પછી ગુજરાતીનો ઇતર પ્રાન્તો સાથેનો રાજકીય સંબંધ વધતાં અનેક હિંદી–હિંદુસ્તાની નવતર શબ્દો ગુજરાતીમાં પ્રવેશ્યા. ઉ. ત. શહીદ, આઝાદ, ઇન્કિલાબ, બિરાદરી, જખમ, જિંદગી, સિતમ, ઇન્જિન, મંજિલ, હમદર્દી, શાયર, ગારદ, જંજીર, ખિદમત, ઇ૦. એમાં ઉત્તર ભારતીય પત્રકારિત્વની પણ કેટલીક અસર કારણભૂત હોઈ શકે. એ જ રીતે અર્વાચીન ગુજરાતી સાહિત્યના પ્રારંભકાળે બંગાળી નવલકથાઓનાં રૂપાન્તરો દ્વારા કેટલાક બંગાળી શબ્દો (મહાશય, બાબૂ, દીદી, ઇ૦) ગુજરાતીમાં આવ્યા હતા, જેમનો આજે હવે સાહિત્યની કે શિષ્ટ ભાષામાં ખાસ પ્રચાર રહ્યો નથી.

ગુજરાતની ભાષા ઉપર અપભ્રંશ યુગમાં દક્ષિણની દ્રાવિડી ભાષાઓની કેટલીક સીધી કે પરોક્ષ અસર થઈ હશે એમ જણાય છે. તો પ્રાચીન કે મધ્યકાલીન ગુજરાતી ભાષાના સમયમાં વ્રજ સિવાયની ઉત્તર ભારતની અન્ય કોઈ ભાષાઓની અસર થઈ હોય તો એનાં ખાસ નોંધપાત્ર નિદર્શનો મળતાં નથી.

---

## પ્રકરણ સાતમું

### ( અર્વાચીન ગુજરાતી ભાષા – ધ્વનિવિકાસ )

સંસ્કૃતમાંથી પ્રાકૃત–અપભ્રંશ દ્વારા ગુજરાતી ભાષાનો ક્રમશઃ કેવી રીતે વિકાસ થતો ગયો એ આપણે અહીં સુધી જોયું. એ વિકાસમાં મહત્ત્વનું તત્ત્વ કાળક્રમે થયેલું ધ્વનિનું પરિવર્તન છે. એ ધ્વનિપરિવર્તનની પ્રક્રિયાની સામાન્ય રૂપરેખા ભાષાના અભ્યાસીએ જાણી લેવી આવશ્યક ગણાય.

વસ્તુતઃ તો પ્રાચીન ભારતીય આર્યમાંથી ( –જેનું સુબદ્ધ શિષ્ટ નિદર્શન વૈદિક ભાષા અને સંસ્કૃત છે– ) મધ્ય ભારતીય આર્ય (આર્ષ અને શિલાલેખોની પ્રાકૃતો > ઉત્તરકાલીન પ્રાકૃત > અપભ્રંશ > નૂતન ભારતીય ભાષાનું પ્રાચીનતમ સ્વરૂપ ) દ્વારા અર્વાચીન ભારતીય ભાષાના વર્તમાન સ્વરૂપની ઉત્ક્રાન્તિ થઈ છે. પણ એ સર્વ રૂપો ઉલ્લિખિત સ્વરૂપે પ્રાપ્ય નહીં હોવાથી, આપણે સંસ્કૃત, એમાંથી ( વસ્તુતઃ તો એ યુગની કથ્ય ભાષામાંથી ) પ્રાકૃતઅપભ્રંશ, અને એમાંથી અર્વાચીન ગુજરાતી એ ત્રણ ક્રમે આ વિકાસ દર્શાવીએ છીએ.[1]

સંસ્કૃતમાંથી પ્રાકૃત–અપભ્રંશ દ્વારા ગુજરાતીમાં અવતાર પામતાં જે નિયમાનુસાર શબ્દમાં વર્ણવિકાર (વર્ણોમાં પરિવર્તન કે રૂપાન્તર) થાય છે તેને ભાષાપંડિતોએ 'ઉત્સર્ગ' એવું નામ આપ્યું છે. 'ઉત્સર્ગ'

---

૧ સદ્. સાક્ષરવર્ય નરસિંહરાવ દીવેટિયાએ એમનાં 'વિલ્સન ફાઇલૉલૉજિકલ લૅક્ચર્સ'માં પ્રાકૃત–અપભ્રંશ અને અર્વાચીન ગુજરાતી વચ્ચેની અન્તરાલ સ્થિતિનાં રૂપો (અવાન્તર રૂપો) ઘણે સ્થળે આપ્યાં છે. ઉ. ત.

| સંસ્કૃત | પ્રાકૃત–અપભ્રંશ રૂપ | અવાન્તર રૂપ | અર્વાચીન ગુજરાતી |
|---|---|---|---|
| श्लक्ष्णकं | लण्हउं | नन्हउं, न्हानउं | ન્હાનું |
| कृष्णः | कण्हु | कहण्णु, कहन्नु | કહાન |
| उपविशति | उवइसइ | वइसइ, बइसइ | બેસે |

એટલે ' નિયમ '–અહીં, ભાષાના વર્ણસ્વરૂપમાં જેને અનુસરીને ફેરફાર થાય તે ધ્વનિપરિવર્તનના નિયમો.

આપણે અહીં પ્રથમ સામાન્ય ઉત્સર્ગો નોંધીશું, પછી સ્વરવિકારના ઉત્સર્ગો લઈશું, અને છેવટે વ્યંજનવિકાર સંબંધેના ઉત્સર્ગોની ચર્ચા કરીશું.

## ૮. સામાન્ય ઉત્સર્ગો

૧. સંયુક્તાક્ષરમાંથી સામાન્ય રીતે પ્રથમ વ્યંજન ઊડી જાય છે. પરંતુ જો म, न, य, ल, व, र બીજા વ્યંજન તરીકે હોય તો તે મૃદુ હોવાથી ઊડી જાય છે. જેમકે,

| સંસ્કૃત | પ્રાકૃત કે અપભ્રંશ | ગુજરાતી |
|---|---|---|
| उत्सङ्गः | उच्छगु | ઉછંગ |
| प्रतिच्छाया | पडिच्छाआ | પડછાયો |
| विज्ञप्तिः | विण्णत्ती | વિનંતી |
| सुवर्णकारः | सुण्णारु | સુનાર |

૨. સંયુક્તાક્ષરમાંથી પ્રથમ વ્યંજન ઊડી જાય છે, અને તેને બદલે પૂર્વ સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે. જેમકે,

| | | |
|---|---|---|
| व्याघ्रः | वग्घु | વાઘ |
| ऊर्ध्वकम्[૨] | उब्भउं | ઊભું |
| कर्म | कम्मु | કામ |
| उच्चत्वम् | उच्चउ | ઊંચું |
| उष्णकम् | उण्हउं | ઊનું |
| नग्नकः | नग्गउ | નાગો |

૩. સંસ્કૃત કે પ્રાકૃત શબ્દોના તીવ્ર અનુસ્વાર ગુજરાતીમાં ઘણી વાર કોમલ બને છે અને તેને બદલે પૂર્વસ્વર દીર્ઘ બને છે.[૩]

૨ અપભ્રંશમાં સ્વાર્થે क પ્રત્યય અત્યંત પ્રચલિત છે.

૩ આ ઉત્સર્ગો જોડણી માટે ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે.

| | | |
|---|---|---|
| दन्तः | दंतु | દાંત |
| रक | रकु | રાક |
| सध्या | सझा | સાઝ |
| विंव | विंवु | બીબુ' |

૪ કેટલીક વાર ગુજરાતીમા શબ્દોમા કોમલ અનુસ્વાર ઉમેરાય છે અને તેની પૂર્વનો સ્વર દીર્ઘ બને છે

| | | |
|---|---|---|
| छिद्रक | छिद्दउ | છીંડું |
| उष्ट्र | उट्ट | ઊંટ |
| मर्कटकम् | मक्कडउ | માંકડું |
| भित्ति | भित्ती | ભીંત |

૫ કેટલીક વાર ગુજરાતીમા અનુસ્વાર લોપાય છે અને તેની પૂર્વનો સ્વર કોઈ વાર દીર્ઘ થાય છે

| | | |
|---|---|---|
| विम्बक | बिंबउ | બીબુ |
| विंशति | वीसा | વીસ |

૬ અસ્વરિત પ્રથમ શ્રુતિ કે અસ્વરિત અંત્ય વ્યંજન લોપાય છે

| | | |
|---|---|---|
| अरण्य | अरण्णु ( रण्णु ) | રાન |
| अरघट्ट | अरहट्ट | રૂહેંટ |
| अन्यपक्षक | अण्णवक्खउ | નોખુ |
| कीदृशकं | कइसउ, किसिउ | શું |
| कुङ्कुम | कुंकुमु | કંકુ |
| ललाटपट्ट | णिडलवट्टु | નિલવટ |

૭ કેટલીક વાર શબ્દના વર્ણોનો વ્યત્યય ( અદલાબદલી ) થઈ જાય છે

| | | |
|---|---|---|
| वाराणसी | वाणारसी | બનારસ |
| — | दुक्खइ | દુખે |
| लघुकम् | लहुउ | હળવુ |

૮. કેટલીક વાર અલ્પપ્રાણ (વર્ગીય પ્રથમ અને તૃતીય) વ્યંજનને સ્થાને મહાપ્રાણ (દ્વિતીય અને ચતુર્થ) વ્યંજન થાય છે

| | | |
|---|---|---|
| पाश | पासउ | ફાસો |
| कोण. | – | ખૂણો |
| सीमन्तकः | सीअन्तउ | સે થો |
| सकलक | सगलउ | સઘળું |

કોઈક વાર શબ્દમા અતર્હિત હ્-કારને કારણે મહાપ્રાણ થાય છે ઉ ત

| | | |
|---|---|---|
| गभीरक | गहीरउ | ઘેરું |
| ग्रीष्म | गिम्हु | ઘીમ |
| निर्वाह | निव्वाहु | નિભાવ |

## સ્વરવિકારના ઉત્સર્ગો

૯ સંસ્કૃતમાથી પ્રાકૃતમા ઉપરના ઘણા શબ્દો સ્વાર્થિક क પ્રત્યય લે છે એ क નો નર જાતિના નામોમા ओ અને નાન્યતર જાતિના નામોમા उ થાય છે જેમકે,

| | | |
|---|---|---|
| दतक[४] | दतउ | દાતો |
| दन्त | दतु | દાત |
| कर्णक[४] | कण्णउ | કાનો |
| कर्ण | कण्णु | કાન |
| घटक | घडउ | ઘડો |
| पर्णक | पण्णउ | પાનુ |
| पर्णम् | पण्णु | પાન |
| रक्तकम् | रत्तउ | રાતું |

૪ क પ્રત્યયથી કેટલીક વાર અર્થ બદલાઈ જાય છે જેમકે, दन्त-દાત, दन्तक-દાત જેવુ કાઈક, દાતો.

૧૦. ગુજરાતીમાં બે સ્વરો સાથે આવે ત્યારે તેમાંનો બીજો લોપાય છે અને પહેલો હ્રસ્વ હોય તો દીર્ઘ બને છે.

| | | |
|---|---|---|
| पानीयं | पाणिअं | પાણી |
| मौक्तिकं | मोत्तिअं | મોતી |
| घृतं | घिअं | ઘી. |

૧૧. શબ્દની આદિમાં अइ–अउ એ સ્વરયુગ્મો આવ્યાં હોય તો તેમના अय्–अव् એ ક્રમદ્વારા વિવૃત[૫] ઍ અને ઑ થાય છે. તેવીજ રીતે શબ્દને અંતે આવેલા अइ–अउ નો અર્ધવિવૃત એ અને ઓ થાય છે.

| | | |
|---|---|---|
| प्रविष्टकः | पइठ्ठउ (पयठउ) | પેઠો |
| उपविशति | उवइसइ–वइसइ (वयसइ) | બેસે |
| नयनं | नयणु | નેણ |
| चतुष्कं | चउक्कं–चउकु | ચોક |
| गवाक्षं | गवक्खु | ગોખ |
| घटकः | घडउ | ઘડો |

૧૨. ગુજરાતીમાં સ્વર પછી इ આવે તો તેનો य થાય છે.

| | | |
|---|---|---|
| भवति | होई | હોય |
| याति | जाइ | જાય |

૧૩. ગુજરાતીમાં વ્યંજન પછી इ આવે તો તેનો अ થાય છે. ઉ. ત.

| | | |
|---|---|---|
| अक्षि | अक्खी–अक्खि | આંખ |
| मिलति | मिलइ | મળે |
| विरूपकः | विरुवउ–विरुवउ | વરવો |

૫ પહોળા–વેંત, વેર, બેસે, કોલેજ, કોણ–વગેરેમાં 'ઍ' અને 'ઑ' છે તેવા. આની સવિશેષ ચર્ચા આગળ કરી છે.

૧૪. ગુજરાતીમાં उ નો अ થાય છે.

| | | |
|---|---|---|
| सुपुत्र | — | સપૂત |
| उज्ज्वालकं | — | અજવાળું |
| उत्पुनाति | उप्पुणइ | ઊપણે |
| गुरुकः | गरुओ | ગરવો |
| पुट | पुड | પડ |
| खुरिका | खुरिआ | ખરી |
| विद्युत् | विज्जु | વીજ |

૧૫. આથી ઊલટું અપવાદ રૂપ કોઈક વાર અનંત્ય अ નો इ અને उ થાય છે.

| | | |
|---|---|---|
| पञ्जरकम् | पञ्जर[उ] | પિંજરું |
| अण्डकं | अण्डउ | ઈંડું |

૧૬. ऋ નો अ, इ કે उ થાય છે.

| | | |
|---|---|---|
| मृतकं | मडउ | મડું |
| घृतं | घिअं | ઘી |
| तृषा | तरिसा | તરસ |
| पृष्ठकम् | पुट्ठउ | પૂંઠું |

૧૭. ऐ અને औ નો ए અને ओ થાય છે.

| | | |
|---|---|---|
| गौरी | — | ગોરી |
| वैवाहिकः | वेवाहिअ | વેવાઈ |

૧૮. ગુજરાતીમાં ઘણી વાર એક સ્વરને બદલે બીજો સ્વર આવે છે.

| | | |
|---|---|---|
| उच्चरति | उच्चरइ | ઓચરે |
| उषा | — | ઓખા |
| अशोक (पल्लव) | — | આસોપાલવ |
| तरुणी | — | તારુણી . |
| वालुका | — | વેળુ |

૧૯. ગુજરાતીમાં ઘણી વાર સ્વરોનો વ્યત્યય થાય છે.

| | | |
|---|---|---|
| मह्य | मज्झु | મુજ |
| बिन्दु | — | બુંદ |
| श्मश्रु | मसु | મૂછ |
| परिविष् | परीस | પીરસવું[1] |

## વ્યંજનવિકારના ઉત્સર્ગો

૨૦. સંસ્કૃતમાં જે શબ્દો સ્વાર્થે કે લઘુતાવાચક ट જેવા પ્રત્યય લે છે, તેમના ट નો અપભ્રંશ અને ગુજરાતીમાં ડો (લો) થઈ જાય છે. લોકબોલીમા આના અનેક ઉદાહરણો મળશે.

| | | |
|---|---|---|
| रास+ट | — | રાસડો |
| अन्ध+लः | — | આંધળો |

૨૧. અનાદિ અને અસંયુક્ત क, च, ट એ અઘોષ વ્યંજનોના ગુજરાતીમાં ग ज, ड એ ઘોષ વ્યંજનો થાય છે.

| | | |
|---|---|---|
| मकर | — | મગર |
| त्वचा | — | તજ |
| घटक | घडउ | ઘડો |
| वट | वड | વડ |

૨૨. અનાદિ અસંયુક્ત क, ग, च, ज, त, द, प, य, व ઘણું-ખરું લોપાય છે.

| | | |
|---|---|---|
| कोकिला | कोइला | કોયલ |
| अधकार | अधयार | અધેર |
| चपकनगर | चंपयनयर | ચાંપાનેર |
| मृगाङ्क | मयक | મયંક |
| सहचरी | सहयरी | સહીયર |
| वचन | वअण-वयण | વેણ |

[1] જુઓ N. B. Divatia, GLL, I 448-9

| | | |
|---|---|---|
| रजनी | रअणी–रयणी | રેણુ |
| जातिका | जाइआ | જાઈ |
| घृतं | घिअं | ઘી |
| वेदना | वेअणा | વેણુ (પ્રસવવેદના) |
| कदली | कयली | કેળ |
| कोपि | कोइ | કોઈ |
| कः पुनः | कउण | કોણુ |
| प्रियः | पिउ | પિયુ |
| दिवस | दिअह | દી |

૨૩. સંસ્કૃત શબ્દોના અનાદિ અસંયુક્ત ख–घ અને थ–ध–भ નો ह થાય છે.

| | | |
|---|---|---|
| मेघः | मेहु | મેહ |
| नगरः | नहरु | નહોર |
| बधिरकः | बहिरउ | બહેરા |
| नाथः | नाहो | નાવલિયો |
| विमानकं | विहाणउं | વહાણું |

૨૪. કેટલેક સ્થળે દંત્યના મૂર્ધન્ય વર્ણ થાય છે.

| | | |
|---|---|---|
| पतति | पडइ | પડે |
| संदंशिका | संडसिआ | સાંડસી, સાણુસી |
| शिथिलकं | सढिलउं | ઢીલું |
| नयन | नअण | નેણુ |

૨૫. ड, र, ल નો ळ થાય છે.

| | | |
|---|---|---|
| षोडश | सोलह | સોળ |
| हरिद्रा | हलिद्दा | હળદર–હળદ |
| कदली | कयली | કેળ |

२६. વ્યંજનસંયુક્ત ण નો (અર્થાત્, ण्ण, ण्ह ४० નો) न થાય છે. ઉ. ત.

| | | |
|---|---|---|
| उष्णकम् | उण्हउ | ઊનું |
| अरण्य | अरण्ण, रन्न | રાન |
| कृष्ण | कण्हु | કહાન |

२७. न નો ક્વચિત् ઁ કે ઁ થાય છે.

| | | |
|---|---|---|
| वानरकः | — | વાંદરો |
| — | (वान+डुं) | પાંદડું |
| पञ्चदश | पन्नरह | પંદર |
| अभिज्ञान | अहिण्णाण | એંધાણ |

२८. ગુજરાતીમાં न નો ण અને આદિમાં કોઈ વાર ल થાય છે.

| | | |
|---|---|---|
| वचन | वयण | વેણ |
| कः पुन | कउण | કોણ |
| नील्म् | — | લીલું |
| निम्बकः | — | લીમડો |

२९. અનાદિ અસંયુક્ત प નો व થાય છે.

| | | |
|---|---|---|
| तापः | तावो | તાવ |
| उपलक्षति | उवलक्खइ | ઓળખે |

३०. म નો व અને કેટલીક વાર ઁ થાય છે, અને વનો म થાયછે.

| | | |
|---|---|---|
| कर्दमः | कद्दमु | કાદવ |
| आमलकं | आमलउ | આંબળું |
| ताम्रकं | तम्बउं | તાંબું |
| सुपर्वकः | — | સપરમો |

३१. ઘણી વાર વર્ણોમાં र ઉમેરાય છે.

| | | |
|---|---|---|
| कोटि | कोडि | કરોડ |
| त्रुटकम् | तुट्टउं | ત્રટવું |

| | | |
|---|---|---|
| शाण | साण | સરાણ |
| भक्ष | भक्ख | ભરખવુ |

૩૨ અર્વાચીન તત્સમોમા કેટલીક વાર र નો ड થાય છે, અને ड નો र થાય છે [૭]

| | | |
|---|---|---|
| अर्ध | — | અડધુ |
| हरिताल | — | હડતાલ |
| द्वादशाक्षरी | वारहक्खरी | બારાખડી |
| अष्टवारिक | — | અઠવાડિયુ |

૩૩ બે મૂર્ધન્ય વર્ણો પાસે આવ્યા હોય તો પહેલો ઊડી જાય છે તેને સ્થાને य શ્રુતિ સભળાય છે, દોરડુ–દોયડુ, ખાડણી –ખાયણી

૩૪ य અને व ના इ અને उ થાય છે

| | | |
|---|---|---|
| नयण | नइण | નેણ |
| धवलक | धउलउ | ધોળુ |

૩૫ અર્ધતત્સમ શબ્દોમા श–ष નો स થઈ જાય છે

| | | |
|---|---|---|
| वश | वसु | વાસ |
| विषमक | विसमउ | વસમુ |
| वर्ष | वरिसु | વરસ |

૩૬ ष અને क्ष નો ख કે छ થઈ જાય છે.

| | | |
|---|---|---|
| लक्षण | लक्खण | લખ્ખણ |
| विष | विख | વિખ |
| क्षार | छार | છારી |

૩૭ ष–स નો ह પણ થાય છે

| | | |
|---|---|---|
| दिवस | दिअह | દહાડો |
| पाषाणक | पाहाणउ | પ્હાણો |

૭ જુઓ N B Divatia, Gujarati Language & Literature, vol I, 459

૩૮. ह આગળ ( પ્રગતિ ) કે પાછળ ( પરાગતિ ) ખસે છે, અને ક્વચિત્ ह નો પ્રક્ષેપ થાય છે.

| | | |
|---|---|---|
| ग्रहणं | गहणु | ઘેન ( પ્રગતિ ) |
| कफोणि | कहोणी | કહોણી ( ,, ) |
| श्लक्ष्णकं | लण्हउं | ન્હાનું ( ,, ) |
| अभिज्ञान | अहिण्णाण | એંધાણ (પરાગતિ) |
| कान्त | कंतु | કંથ ( પ્રક્ષેપ ) |
| | अयालि ( દેશ્ય ) | હેલી ( ,, ) |

## ગુજરાતી ભાષાના વિશિષ્ટ ધ્વનિઓ

અહીં સુધી આપણે ગુજરાતીમાં અવતીર્ણ થતા પ્રાચીન ભારતીય આર્ય અને મધ્ય ભારતીય આર્ય ધ્વનિઓના પરિવર્તનની ચર્ચા કરી. પ્રાચીન ભારતીય આર્ય (=સંસ્કૃત)માંથી પ્રાકૃતઅપભ્રંશ દ્વારા ગુજરાતીમાં ઊતરતાં શબ્દોના ધ્વનિઓમાં કેટલાક ફેરફારો કે વિકાર થાય છે, એના નિયમો કે ઉત્સર્ગોનું આપણે સવિસ્તર વિવેચન કર્યું.

હવે આપણે ગુજરાતીમાં કેટલાક વિશિષ્ટ ધ્વનિઓ બોલાતી ભાષામાં સંભળાય છે તેની ચર્ચા કરીએ. પ્રત્યેક બોલાતી ભાષામાં લેખનની શિષ્ટ ભાષાના ધ્વનિસંકેતો અને લોકવ્યવહારમાં, કથ્ય બોલીઓમાં ઉચ્ચારાતા ધ્વનિઓ વચ્ચે કેટલોક ભેદ રહે જ છે. ઉ. ત. સંસ્કૃતમાં घृत, ऋषि, ऋत જેવા શબ્દોના ऋ ધ્વનિ વિવિધ રીતે ( રિ, રે, रु પ્ર૦ ) ઉચ્ચારાતા હશે એમ લાગે છે. પ્રાકૃતોમાં અનાદિ અસંયુક્ત क ग च ज પ્ર૦ વ્યંજન ઘસાઈ જઈને લોપાતાં અવશિષ્ટ રહેલો अ મૃદુ य જેવો ઉચ્ચારાતો. જેમકે, वचन > वअण > वयण; रजनी > रअणी > रयणी. અંગ્રેજીમાં know, through જેવા કેટલાયે શબ્દોમાં કેટલાક વર્ણો અનુચ્ચરિત જ રહે છે. હિંદીમાં गँवाया, भँवरा, पेड़ જેવા શબ્દોમાં અનુસ્વાર અને મૂર્ધન્ય વર્ણોનું વિશિષ્ટ ઉચ્ચારણ થાય છે. એવી જ રીતે ગુજરાતીમાં કેટલાક ધ્વનિઓનું વિશિષ્ટ ઉચ્ચારણ થાય છે. એમાંના

કેટલાક ધ્વનિઓ શિષ્ટ ભાષાના અગભૂત ધ્વનિઓ છે, તો કેટલાક કેવળ લોકબોલીમા મળી આવે છે અહીં એમનું સંક્ષેપમા અવલોકન કરીએ

**વિવૃત એ અને ઓ**—કેટલાક શબ્દોમા આદિ કે અન્ય એ અને ઓનો ઉચ્ચાર વિવૃત અર્થાત્ પહોળો થાય છે જેમકે મા, બેઠો, પૈસે, છે, ગોર, કોયલ, વગેરે લખાણમા ગુજરાતી શબ્દોમા આ પ્રમાણે અલગી માત્રા દર્શાવવાની પ્રથા નથી પણ પરભાષાના શબ્દોમાં એ ધ્વનિના વિવૃત ઉચ્ચાર દર્શાવવાને માટે અલગી માત્રા મુકાય છે આવા શબ્દોમા એ અને ઓનું ઉચ્ચારણ વિશિષ્ટ સ્વરૂપનુ છે–એમનો ઉચ્ચાર સંવૃત કે સાકડા એ અને ઓ થી ભિન્ન છે–એ ખાસ લક્ષમા રાખવાનું રહે છે વિવૃત અને સંવૃત ઉચ્ચારો વચ્ચેનો વિશિષ્ટ ભેદ મોં અને મોર, બેઠો અને બેટ, છે અને છેક, ગોર અને ગોરી–એ શબ્દોમાના એ અને ઓ સ્વરો સરખાવવાથી સમજાશે

શહેરોમા કેટલાક સુશિક્ષિતોમા–ખાસ કરીને બહેનોમા–વિવૃત એ અને ઓ ના સાકડા ઉચ્ચાર કરવાની એક ફેશન પ્રચારમા આવી છે ઉ ત 'માલતીબહેન, કેમ છો?' એને બદલે 'માલતીબેન, કેમ છો?' એમ ઘણી વાર બોલાય છે આ ફેશનની પાછળ એવી એક ભ્રામક માન્યતા રહેલી લાગે છે કે સાકડા ઉચ્ચારો વધારે સંસ્કારી ગણાય પરતુ આ ભ્રમ છે વિવૃત ઉચ્ચારો એ ગુજરાતી ભાષાનું એક વિશિષ્ટ લક્ષણ છે, અને તે ભાષામા રહેલુ બળ, સામર્થ્ય દર્શાવે છે એ ઉચ્ચારોથી ભાષા પોતાની વિશિષ્ટ સઘનતા પ્રાપ્ત કરે છે માટે એ, ઓના ઉચ્ચારો જ્યા શિષ્ટ પ્રણાલિકા અનુસાર વિવૃત હોય ત્યા અવશ્ય વિવૃત કરવા જોઈએ

**ઘોષ અને અઘોષ હ**—હ્ સામાન્ય રીતે તત્સમ શબ્દોમા ઘોષ છે, પરતુ તે અનુનાસિક કે અન્તસ્થ સાથે જોડાયેલો હોય ત્યારે તેનો ઉચ્ચાર અઘોષ થાય છે જેમકે આહ્વાન, આહ્નિક, બ્રાહ્મણ, ઇ૦ સસ્કૃત વિસર્ગમા અઘોષ હ્ છે નરસિંહરાવ સસ્કૃત વૈયાકરણોની પરિભાષાને અનુસરીને આને ઔરસ્ય હ્-કાર (ઉરસ્–છાતીમાથી નીકળતો હોય

તેવો, મૃદુ ) કહે છે. (ઘોષ હ્ ને એ પરિભાષા અનુસાર કંઠ્ય હ્-કાર કહેવામાં આવે છે.)

પ્રાકૃત દ્વારા રૂપાન્તર પામેલા કેટલાક તદ્ભવ શબ્દોમાં આથી પણ ઘણો આછો હ્-કાર સંભળાય છે. જેમકે, 'અમે', 'તમે', 'જ્યારે', 'ત્યારે' 'આવું', 'જેવું' વગેરેનો મહાપ્રાણ (હ્-કાર) અત્યંત આછો છે. તેને હ-શ્રુતિ કહી શકાય. કેટલીક વાર તો એ કયા વ્યંજનમાં ભળેલો છે તે પણ શોધી કાઢવું મુશ્કેલ થઈ પડે છે. લેખનમાં હ-શ્રુતિ બતાવવાની પ્રથા નથી. આ ઉચ્ચારણ ગુજરાતી ધ્વનિપ્રક્રિયામાં ધ્યાનખેંચતું તત્ત્વ છે, જો કે વધતીઓછી માત્રામાં એ હિંદી જેવી અન્ય નૂતન ભારતીય આર્ય ભાષાઓ ( New Indo-Aryan ) માં પણ સંભળાય છે.

ય-શ્રુતિ—કેટલાક શબ્દોના ઉચ્ચારમાં ય-કાર સંભળાય છે. જેમકે, લાવ, દોરડું, ખાંડણી, ચાળણી, એ શબ્દોના ઉચ્ચાર લાવ્ય, દોયડું, ખાંયણી, ચાયણી એવા થાય છે. આ ય-કારને ભાષાશાસ્ત્રમાં ય-શ્રુતિ કહે છે.[૮] આ ય-કાર લેખનમાં દર્શાવાતો નથી, પરંતુ તેનો ઉચ્ચાર વાગ્વ્યાપારના નિયમાનુસાર છે એટલું ધ્યાનમાં રાખવું આવશ્યક છે.

**કોમલ અને તીવ્ર અનુસ્વાર—**

સદ્. સાક્ષરવર્ય નરસિંહરાવે ગુજરાતીમાં અનુસ્વારનાં નીચે પ્રમાણે વિભિન્ન ઉચ્ચારણો નોંધ્યાં છે, અને એમના ઉચ્ચારભેદનાં કારણો દર્શાવ્યાં છે.

(૧) **તત્સમ શબ્દોમાં** અનુસ્વાર હમેશાં **તીવ્ર** હોય છે, અને તે પછીના વ્યંજનના સ્વરૂપ અનુસાર ત્રણ રીતે ઉચ્ચારાય છે.

વર્ગીય વ્યંજનની પૂર્વે તે વ્યંજનના અનુનાસિક જેવો બોલાય છે. દા. ત. અંક ( ઉચ્ચાર અઙ્ક ); અંજન ( અઞ્જન ).

---

૮. ખરું જોતાં આમાં મધ્યસ્થ ર્, ડ્, ળ્, ઊડી જાય છે અને તેનો 'અ' અવશેષ રહે છે. તેમાં अवर्णे यश्रुतिः એ સૂત્ર અનુસાર આછો ય-કાર સંભળાય છે. એ ય-કાર યમુના, કાયમ, કે વિલય જેવો સ્પષ્ટ ય નથી, પણ આછો મૃદુ ય-ધ્વનિ છે તેથી તેને ય-શ્રુતિ કહે છે.

, વ્ અને લ્‌ની પૂર્વે અનુસ્વાર મ્ જેવો કે યઁ, વઁ અને લઁ જેવો ઉચ્ચારાય છે. જેમકે સંયોગ (સઁય્યોગ), સંવેદન (સઁવ્વેદન), સંલગ્ન (સઁલ્લગ્ન),

શ, સ, ર, હ ની પૂર્વે અનુસ્વારનો ઉચ્ચાર મ્ જેવો થાય છે. સંશુદ્ધ (સમ્+શુદ્ધ), સંસિદ્ધિ (સમ્+સિદ્ધિ), સંરક્ષિત (સમ્+રક્ષિત), સંહિતા (સમ્+હિતા).

**(૨) તદ્‌ભવ શબ્દોમાં** હ્રસ્વ સ્વર પછી અનુસ્વાર આવે તો તેનો ઉચ્ચાર તીવ્ર થાય છે. જેમકે ઝુંડ, દિંગ, તંગ.

**(૩) તદ્‌ભવ શબ્દોમાં** દીર્ઘ સ્વર પછી અનુસ્વાર આવે તો તેનો ઉચ્ચાર **કોમલ** થાય છે. એ ઉચ્ચાર જાણે એ સ્વર જ નાસિકાસ્થાનમાંથી બોલાતો હોય એવો થાય છે. દા. ત. રાંક, પીંછી, ઉંધવું, ખેંચવું, સોંપવું. અર્વાચીન ધ્વનિવિજ્ઞાન અનુસાર અહીં અનુનાસિકને બદલે સાનુનાસિક સ્વર જ ઉચ્ચારાય છે એમ કહેવું વિશેષ સમુચિત ગણાશે.

**(૪) તદ્‌ભવ શબ્દોના** અંતિમ સ્વર ઉપરનો અનુસ્વાર ઉપરનાથીયે વધારે કોમલ–કોમલતર–હોય છે. જેમકે, અહિં, દહિં, નહિં, ઇ૦. આ પ્રકારનાં, સ્વરોનાં સાનુનાસિક ઉચ્ચારણો પ્રશિષ્ટ સંસ્કૃતના સમયથી જાણીતાં છે, અને જુદાં જુદાં प्रातिशाख्य (ઉચ્ચારણશિક્ષાના ગ્રંથો) માં નોંધાયાં છે. અનુસ્વારના ઉચ્ચારભેદો દર્શાવવાની કોઈ વિશિષ્ટ સંજ્ઞા ગુજરાતીમાં નથી. હિંદીમાં गाँव, गँवार, भँवरा, એમ અર્ધચન્દ્રરેખા વડે કોમલ અનુસ્વાર દર્શાવાય છે. ગુજરાતીમાં લેખનમાં એ પ્રમાણે દર્શાવવાની પ્રણાલિકા નથી. પરંતુ ભાષાવ્યવહારમાં ઉચ્ચારમાં આ ભેદો છે એ અવશ્ય લક્ષમાં રાખવું જોઈએ, અને જે સ્થાને જે ઉચ્ચાર વિહિત હોય તે જ પ્રકારનો ઉચ્ચાર કરવો જોઈએ.

**ચ્, છ્, જ્, ઝ્. ના પ્રાકૃત કે અર્ધતાલવ્ય ઉચ્ચારો—** તદ્‌ભવ શબ્દોના ચ્, છ્, જ્, ઝ્, ની પૂર્વે ઈ કે એ જેવા તાલવ્ય સ્વર કે ય્ ન હોય તો ગુજરાતના મધ્ય અને ઉત્તર ભાગોમાં અને કાઠિયાવાડમાં સામાન્ય જનની લોકબોલીમાં તેમનો અર્ધતાલવ્ય કે

દંત્ય તાલવ્ય, (દંત્ય અને તાલવ્યના મિશ્રણ જેવો) ઉચ્ચાર થાય છે. ચ્ નો ઉચ્ચાર ત્ અને સ્ ના મિશ્રણ જેવો, છ્ નો ઉચ્ચાર શ્ ના જેવો, અને જ્ નો ઉચ્ચાર ઝ્ જેવો, અને ઝ્ નો ઉચ્ચાર શ્ અને ઝ્ મિશ્રણ જેવો (pleasure ના ઝ જેવો) લોકવર્ગ કરે છે. દા. ત. ચારો (ઉચ્ચાર 'સારો'), છાશ (ઉ૦ 'શાસ'), છાનું (ઉ૦ 'શાનું'), જમવું (ઉ૦ 'ઝમવું'), ઝાડ (ઉ૦ 'શ઼ઝાડ'), ઇ૦.

ભાષાવિજ્ઞાનમાં આ ધ્વનિઓને સ્પર્શસંઘર્ષી (affricate) કહે છે. આ વિષેની સવિસ્તર ચર્ચા ભાષાવિજ્ઞાનના ધ્વનિશાસ્ત્રના વિભાગમાં આવશે. અહીં તો આ ઉચ્ચારો પ્રાકૃતકાળથી અનાર્ય ભાષાઓને સંપર્કે આવ્યા છે એટલું જ નોંધવું બસ થશે. મરાઠીમાં તદ્ભવ શબ્દોમાં તાલવ્ય વર્ણોના આવા સ્પર્શસંઘર્ષી ઉચ્ચારો જ બહુધા થાય છે. ગુજરાતીમાં શિષ્ટ ભાષામાં અને લેખનમાં શુદ્ધ તાલવ્ય ઉચ્ચારો જ થાય છે, અને માત્ર લોકબોલીઓમાં જ આ અર્ધતાલવ્ય ઉચ્ચારો થાય છે એ લક્ષમાં રાખવાનું છે.

**મૂર્ધન્યતર** ડ્, ઢ્—શબ્દના આદિમાં આવેલા ડ્, ઢ્, ના ઉચ્ચારો મૂર્ધન્ય હોય છે. જેમકે, ડમલો, ઢબુ. શબ્દની વચ્ચે કે અંતે આવેલા ડ્, ઢ્ ના ઉચ્ચારો આથી કેટલેક અંશે જુદા થાય છે. જેમકે, ઝાડ, પડતર, ચઢાઈ (ઉચ્ચાર–'ચડાઇ') વગેરે. આ ઉચ્ચારોને નરસિંહરાવે મૂર્ધન્યતર વર્ણોની સંજ્ઞા આપી છે. આ અનાદિ ડ, ઢ ના મૂર્ધન્યતર ઉચ્ચારો શિષ્ટ અને શાસ્ત્રીય છે. તેમને સ્થાને મૂર્ધન્ય ઉચ્ચારો કરવા શાસ્ત્રીય ન ગણાય—જો કે સૌરાષ્ટ્રમાં વ્યવહારની શિષ્ટ ભાષામાં મૂર્ધન્યતર ડ, ઢ ના મૂર્ધન્ય ઉચ્ચારો થાય છે એ નોંધવું જોઇએ.

## ગુજરાતીમાં સ્વરભાર (Accent)

વૈદિક સંસ્કૃતમાં આરોહાવરોહાત્મક સ્વરભાર (pitch accent) હતો. પરંતુ એ સંસ્કૃતમાં કે પ્રાકૃતમાં ઊતર્યો જણાતો નથી. છતાં સામાન્ય લોકોની બોલીને સૂક્ષ્મતાથી અવલોકતાં કે અપભ્રંશ–ગુજરાતીના કેટલાક વાગ્વ્યાપારોનું મૂળ તપાસતાં અર્વાચીન ગુજરાતીમાં સ્વરભારનું

તત્ત્વ સૂક્ષ્મ રીતે પ્રવર્તે છે જ એની પ્રતીતિ થાય છે બીમ્સ અને નરસિંહરાવે દર્શાવ્યું છે કે અપભ્રંશ कातस्य अत उ स्यमो । (ककारात नामोના પ્રથમા એકવચન નપુંસકલિંગમા क લોપાઇને બાકી રહેલા અ નો ઉ થાય છે) એ ઉત્સર્ગાનુસાર શબ્દોના મૂળ સ્વરૂપમા જ્યા સ્વાર્થિક क ઉમેરાય છે, ત્યા અન્ત્યવર્ણ સ્વરભારયુક્ત હોવાથી એને ઘસારામાથી ઉગારી લેવો એજ મુખ્ય કારણ હોય છે ઉ ત घोट એ ઉત્તરકાલીન સંસ્કૃત શબ્દમા દ્વિતીય વર્ણ પ્રબળ હોવાથી સ્વરભાર કે પ્રયત્નયુક્ત છે પ્રાકૃતઅપભ્રંશ દ્વારા ગુજરાતીમા ઊતરતા ट મૃદુ બની, એનો ड થઈ, એ પણ ક્રમશ લોપાઈ જાય એવી સ્થિતિ ન આવે એ માટે ભાષા અજ્ઞાત રીતે પણ સહજ જ क ઉમેરે છે એટલે અપભ્રંશમા એનું સ્વરૂપ घोटक – घोडउ – घोडा એમ થતા અન્ત્યવર્ણ અને એના ઉપરનો સ્વરભાર છેવટ સુધી જળવાઈ રહે છે આમ અપભ્રંશમા જ્યા उ – उ આવે છે, જેને સંસ્કૃત क માથી હેમચન્દ્રે વ્યુત્પન્ન કર્યા છે, ત્યા અન્ત્યવર્ણ પ્રયત્નયુક્ત છે એમ સૂચવાય છે

ગુજરાતી ભાષામા સ્વરભારનુ દ્વિવિધ સ્વરૂપ નજરે પડે છે શબ્દમા અમુક વર્ણ કે વર્ણો ઉપર સ્વરભાર, અને વાક્યમા અન્વયાનુસાર અમુક શબ્દ ઉપરનો શબ્દભાર સામાન્ય રીતે ગુજરાતીમા લઘુપ્રયત્ન ન – જે બહુધા અન્ત્યશ્રુતિમા હોય છે–એની પૂર્વેની શ્રુતિ ઉપર સ્વરભાર પડે છે, અને જો એ શ્રુતિ નિર્બળ હોય તો એની પછીની શ્રુતિ ઉપર સ્વરભાર આવે છે સંયુક્તાક્ષરવાળા શબ્દોમા સ્વરભાર સંયુક્ત વર્ણની પૂર્વેની શ્રુતિ ઉપર આવે છે જરા વિગતે કહેવુ હોય તો સ્વરભારનુ પ્રવર્તન નીચેના નિયમોને અનુસરતું હોય છે એમ કહી શકાય

શબ્દ જો બે વર્ણ (કે શ્રુતિ)નો હોય તો ઉપાન્ત્ય વર્ણ, અર્થાત્, પ્રથમ શ્રુતિ ઉપર સ્વરભાર પડે છે ઉ ત ઘર, કામ મેજ

કવચિત્, જો ઉપાન્ત્ય શ્રુતિમા નિર્બળ સ્વર અને અન્ત્ય શ્રુતિમા સબળ સ્વર હોય તો અન્ત્ય શ્રુતિ ઉપર સ્વરભાર આવે છે ઉ ત જ, તમો

શબ્દ જો ત્રણ વર્ણ (કે શ્રુતિ)નો હોય તો આદિ વર્ણ ઉપર મુખ્ય સ્વરભાર અને અંત્ય ઉપર – જો એ સબળ હોય તો – ગૌણ સ્વરભાર આવે છે. ઉ. ત. છોકરો, કપડું, જીવતું, ઇ૦.

જો આદિ શ્રુતિમાં અ–ઇ–ઉ જેવા નિર્બળ સ્વર હોય તો મુખ્ય સ્વરભાર બીજી શ્રુતિ ઉપર આવે છે. ઉ. ત. ઉઘાડ, કબાટ, સખત, ઇ૦.

ત્રણથી વધારે વર્ણના શબ્દોમાં એક પ્રથમ શ્રુતિ ઉપર, અને બીજો, જરા ગૌણ રૂપનો, વચ્ચેના કોઈ ગુરુ કે પ્રબળ વર્ણ ઉપર (વસ્તુતઃ નિર્બળ શ્રુતિની પૂર્વેની શ્રુતિ ઉપર) એમ બે શ્રુતિ ઉપર સ્વરભાર આવે છે. ઉ. ત. બિલકુલ, ઘરબાર, ગુજરાત, હિંમતબાજ ઇ૦.

ગુજરાતીમાં શબ્દોના સ્વરભારનાં નિશ્ચિત સ્થાનો અંગ્રેજીની માફક મુકરર થઇ શકયાં નથી. ભાષાના કથ્ય સ્વરૂપના–બોલીઓના–વધારે સંશોધનથી એના પ્રવર્તનના વધારે સુનિશ્ચિત નિયમો જાણવામાં આવે એ સંભવિત છે. પણ સ્વરભારના અસ્તિત્વ સંબંધે કોઈ શંકા નથી. ગુજરાતીમાં શબ્દના અંત્ય વર્ણનો 'અ' શાન્ત કે ત્વરિતોચ્ચાર્ય હોય છે (જેમકે રમત્, શાક્, ગામ્, સુંદર્ ઇ૦), એનું કારણ ત્યાં સ્વરભાર આવતો નથી તે જ છે. એ જ સ્વરભારનું તત્ત્વ નિશ્ચિત કરવાને માટે પર્યાપ્ત છે.

ગુજરાતીમાં સ્વરભારનું એક બીજું સ્વરૂપ પ્રગટ થાય છે. ત્યાં વાકયાન્વયમાં અમુક શબ્દો વિશેષ ભારયુક્ત ઉચ્ચારાય છે, એ કારણ છે. સાં ભાર અમુક શબ્દ ઉપર પડવાનું કારણ એ શબ્દનું વાકયાન્વયમાં સ્થાન એ છે. એ શબ્દ એ સ્થાનેથી ખસે, અથવા એજ શબ્દ અન્ય વાકયમાં

---

૯ બહુ ચોકસાઈથી કહેવું હોય તો 'વર્ણ' ને બદલે 'શ્રુતિ' (Syllable) એ સંજ્ઞા વાપરવી જોઈએ. પણ ગુજરાતીમાં બ નેનો સંકેત લગભગ સમાન છે. માટે પ્રારંભિક વિદ્યાર્થીની કક્ષાના અનુલક્ષમાં અહીં 'વર્ણ' શબ્દનો જ પ્રયોગ કર્યો છે.

બીજા સંદર્ભમાં આવે, ત્યારે એના ઉપરના શબ્દભારમાં ફેરફાર થાય છે. સ્વરભારના આ સ્વરૂપ ઉપર કવિ ન્હાનાલાલે એમની ડોલનશૈલીની માંડણી કરી છે. બેશક ગુજરાતી કવિતામાં આ પ્રકારના સ્વરભારનો કેટલે અંશે વિનિયોગ કરી શકાય એ જુદો પ્રશ્ન છે. અહીં તો માત્ર આ પ્રકારના શબ્દભારનું પણ ભાષામાં નિદર્શન મળે છે એટલું નોંધવું પર્યાપ્ત થશે.

આથી જુદા પ્રકારના આરોહઅવરોહાત્મક કે સંગીતાત્મક સૂર (pitch) ના અસ્તિત્વનું નિદર્શન સૌરાષ્ટ્રની, અને વિશેષે કરીને ઉત્તર સૌરાષ્ટ્રની હાલાર બાજુની બોલીમાં મળી આવે છે. એમાં ગુજરાતીના સહજ સ્વરભાર ઉપરાંત એક પ્રકારનો લયાત્મક શબ્દભાર પણ જણાય છે, જે વૈદિક ભાષા અને વૈદિક યુગની કથ્ય ભાષાઓનુ સ્મરણ કરાવે છે.



# પ્રકરણ આઠમું

## અર્વાચીન ગુજરાતી ભાષા—શબ્દભંડોળ

ભાષાનું ઘટક વાક્યો છે, અને વાક્યો વ્યાકરણાદિક સંબંધે પરસ્પર સંકલિત શબ્દોનાં બને છે. આમ શબ્દોથી એ ભાષાનું કલેવર બંધાય છે. એથી કોઈ પણ ભાષાના વર્તમાન સ્વરૂપમાં વ્યવહૃત શબ્દો કેવી રીતે ઘડાયા, એનાં મૂળ રૂપ કેવાં હતાં, એમાં કેવે ક્રમે પરિવર્તન-વિકાસ થતો ગયો, સંપર્કમાં આવેલી અન્ય પ્રજાઓની ભાષાઓમાંથી એમાં કેવાં આદાનપ્રદાન થતાં રહ્યાં, એ ભાષા–અધ્યયનનો એક મહત્ત્વનો અભ્યાસપાત્ર વિષય છે. અભ્યાસવિષય ભાષા બોલનારી પ્રજાઓના ઇતિહાસ સાથે—એમનાં સ્થળાન્તરો, અન્ય પ્રજાઓ સાથેના એમના સંબંધો, ઇ૦ સાથે—એને ઘનિષ્ઠ સંબંધ છે.

ગુજરાતમાં અતિ પુરાતન, પ્રાગૈતિહાસિક સમયમાં ભીલ, કોળી જેવી આદિવાસી પ્રજાઓ વસી હતી. એમને પરાસ્ત કરીને, પાદાક્રાન્ત કરીને પ્રથમ આર્યો આવ્યા, અને એ પછી મૌર્યો, શકક્ષત્રપો, મૈત્રકો, ગુર્જરો, રાષ્ટ્રકૂટો આવ્યા ને ગુજરાતમાં વસ્યા એમ પુરાતત્ત્વવિદોનું મંતવ્ય છે. એથી વર્તમાન ગુજરાતીમાં સૌથી નિમ્નતમ ભૂમિકામાં કેટલાક આદિવાસી સ્વરૂપના શબ્દોની પૂરણી છે, જેના ઉપર પ્રાચીન ભારતીય આર્ય (વૈદિક, સંસ્કૃત અને પ્રાચીન પ્રાકૃતો) અને એ પછી એમાંથી વ્યુત્પન્ન થયેલી મધ્ય ભારતીય આર્ય (પ્રાકૃત–અપભ્રંશ)ની ઇમારત રચાઈ છે. એમાં મધ્યકાળમાં અરબી–ફારસી જેવી વિજેતા ભાષાઓમાંથી, અને અર્વાચીન કાળમાં પોર્તુગીઝ, અંગ્રેજી, મરાઠી, જેવી સંપર્કમાં આવેલી પ્રજાઓની ભાષામાંથી આદાન થયું છે.

ગુજરાતીમાં દિનંદિન વ્યવહારની ભાષામાં છૂટથી વપરાતા 'ઊકરડો', 'ટકરો', 'કંદ', 'ઝોલવું', 'હોજરી' ઇ૦ શબ્દો નિમ્નસ્તરી આદિભાષામાંથી લેવાયા છે–જેમનું વ્યવસ્થિત વર્ગીકરણ અને અ

હેમચન્દ્ર એમની પ્રસિદ્ધ દેશીનામમાલા મા કર્યું છે 'કર્ણ', 'હસ્ત', 'કાર્ય', 'મિષ્ટ' ઇ૦ શબ્દો સંસ્કૃતમાથી, ને 'કાન', 'હાથ', 'કાજ', 'મીઠું' ઇ૦ શબ્દરૂપો ઉપરનામાથી પ્રાકૃતદ્વારા રૂપાન્તરિત થઈ ને ગુજરાતીમા આવ્યા છે એમા મુસ્લિમ અમલ દરમિયાન 'અમીર', 'ઉમદા' 'ખબર' 'ખર્ચ', 'તપાસ', 'મકાન', 'વતન' આદિ અનેક અરબી શબ્દો, 'અનાજ', 'આસમાન', 'અંજીર', 'ગુમાસ્તો', 'જમીન', 'દસ્તાવેજ', 'પડદો', 'મહેમાન' ઇ૦ અનેક ફારસી શબ્દો, અને 'કલગી', 'ચમચો', 'જાજમ', 'તોપ', 'દારોગો' ઇ૦ થોડાક તુર્કી શબ્દોનુ ગુજરાતીમા ભરણું થયું છે અર્વાચીન સમયમા 'આફૂસ', 'અનનાસ', 'કોફી', 'કાજૂ' ઇ૦ પોર્ટુગીઝમાથી, 'ઑફિસ', 'કૉરટ', 'માસ્તર', 'ટિકિટ', 'સ્ટેશન' ઇ૦ અનેક શબ્દો અંગ્રેજીમાથી અને 'વાટાઘાટ', 'દુર્બિણ', 'ચળવળ', ઇ૦ મરાઠીમાથી ગુજરાતીમા આયાત થયા છે નીચે ભિન્ન ભિન્ન ભાષાઓ માથી આવેલા શબ્દોના અવતરણની વિગતે ચર્ચા કરી છે

**શબ્દોના પ્રકાર**—અન્ય નૂતન ભારતીય આર્ય ભાષાઓની માફક જ અર્વાચીન ગુજરાતી ભાષામા વિવિધ સ્વરૂપના શબ્દો મળે છે એમાના કેટલાક નિમ્નસ્તરની શબ્દો પ્રાગૈતિહાસિક અનાર્ય ભાષાઓમાથી સચવાયા છે. ગુજરાતી ભાષાના ઘણા શબ્દો મૂળ સંસ્કૃતમાંથી જરાયે ફેરફાર વિના સીધા જ, કે સહેજ માત્ર વિકાર સાથે ગુજરાતીમા ઊતરી આ ના છે મોટા ભાગના શબ્દો પ્રાકૃત-અપભ્રંશ જૂની ગુજરાતી એ સર્વ કક્ષાઓમા થઈ ને એમના વિશિષ્ટ ફેરફારો પામીને અર્વાચીન ગુજરાતીમા ઊતર્યા છે, તો આપણે આગળ જોયું તેમ કેટલાક શબ્દો અન્ય ભાષા ઓમાથી ગુજરાતીમા આવ્યા છે આવા બહારના શબ્દોમાથી મોટા ભાગના શબ્દો ફારસી અરબીમાથી અને થોડાક પોર્ટુગીઝ અંગ્રેજી વગેરે વિદેશી ભાષાઓમાથી અને મરાઠી કે હિંદી-ઉર્દૂ જેવી ઇતરપ્રાન્તીય ભારતીય ભાષાઓમાથી લેવામા આવ્યા છે આ રીતે અર્વાચીન ગુજરાતી ભાષાનો શબ્દકોશ બધાયો છે

**તત્સમ શબ્દ**—આમાથી સંસ્કૃતમાથી કાંઈ પણ વિકાર પામ્યા

વિના તેના તે જ મૂળ સ્વરૂપે ગુજરાતીમાં ઊતરેલા શબ્દોને 'तत्सम' શબ્દો કહે છે. तद् એટલે 'તે મૂલ પ્રકૃતિ, સંસ્કૃત,', તેના सम કે 'સમાન, અભિન્ન,' તે तत्सम કે સંસ્કૃતના સમાન, અભિન્ન રૂપના શબ્દો. કર્ણ, હરત, દંત, પક્ષી, નયન, કર્મ, કાર્ય, મિષ્ટ વગેરે તત્સમ શબ્દો છે. એ સંસ્કૃતમાંથી કાંઈ જ વિકાર પામ્યા વિના એ જ રૂપે ગુજરાતીમાં આવ્યા છે. એમનું તત્સમ સ્વરૂપ પ્રાકૃતઅપભ્રંશ દ્વારા વિકાર પામીને આવેલા કાન, હાથ, દાંત, પંખી, નેણ, કામ, કાજ, મીઠું વગેરે શબ્દરૂપો સાથે સરખાવવાથી તરત સ્પષ્ટ થશે. પ્રાકૃતઅપભ્રંશમાં તત્સમ શબ્દોનું પ્રમાણ ઓછું છે; અધિકાંશ શબ્દો પ્રાકૃતઅપભ્રંશના, વિશિષ્ટ વર્ણવિકાર પામીને પ્રાકૃત સ્વરૂપમાં જ પ્રયોજાય છે.[1] પછીની જૂની ગુજરાતીની કક્ષામાં લગભગ એજ પરિસ્થિતિ બહુધા ચાલુ રહે છે; માત્ર કેટલાક ફારસીઅરબી શબ્દો અને ક્વચિત્ સંસ્કૃત તત્સમ શબ્દોની ઉમેરણી થાય છે. સોળમા શતક પછી ભાષામાં ઘણા તત્સમ શબ્દો દાખલ થાય છે અને એમનો પ્રયોગ ઘણો વ્યાપક બને છે. કદાચ સંસ્કૃત પુરાણોને ગુજરાતીમાં ઉતારવા મથતી મધ્યકાલીન આખ્યાનકવિતાને એ આભારી હોય. એ વલણ છેક અર્વાચીન ગુજરાતી સુધી ચાલુ રહ્યું છે અને ઓગણીસમા સૈકાના અંતભાગમાં મનઃસુખરામ, ગોવર્ધનરામ આદિ પંડિતોની ભાષામાં એ પરિસીમાએ પહોંચે છે. અર્વાચીન ગુજરાતીમાં મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી ભાષામાં ફરી સરળતા અને તળપદાપણાનો આદર થયો છે, અને ભાષાનું સહજ અર્થવ્યક્તિનું સામર્થ્ય વધ્યું છે.

તદ્ભવ શબ્દ—સંસ્કૃતમાંથી પ્રાકૃતઅપભ્રંશ દ્વારા એ ભાષાઓના વિશિષ્ટ વર્ણવિકાર પામીને જે શબ્દો ગુજરાતીમાં ઊતરી આવ્યા

---

૧. [illegible] शेषं संस्कृतवत् सिद्धम् । उक्तमपि क्वचित्संस्कृतवदेव भवति । (હેમચન્દ્ર ૮-૪-૪૪૮) વગેરે સૂત્રોથી તેમજ બહુલાધિકારથી સંસ્કૃતવત્ પ્રયોગો થઈ શકે. પણ સામાન્ય રીતે પ્રાકૃતઅપભ્રંશમાં બહુધા વિશિષ્ટ વર્ણવિકાર થવાનું વલણ નજરે પડે છે.

છે તેમને 'તદ્દભવ' કહે છે. તદ્ એટલે પ્રકૃતિ, સંસ્કૃત; તેમાંથી (વર્ણ-વિકાર પામીને) ઉત્પન્ન થયેલા તે તદ્ભવ. કાન, હાથ, દાંત, પંખી, નેણ, કામ, કાજ, મીઠું વગેરે શબ્દો તદ્દભવ છે, કારણ કે એ સંસ્કૃત कर्ण, हस्त, दन्त, पक्षिन्, नयन, कर्मन्, कार्य, मिष्टक ૪૦ શબ્દોમાંથી वण्ण, हत्थ, दंत, पक्खि, नअण, कम्म, कज्जु, मिठ्ठउं વગેરે પ્રાકૃતઅપભ્રંશ રૂપો દ્વારા ઉત્પન્ન થયા છે. ખરું જોતાં તદ્દભવ શબ્દો સંસ્કૃત સમી વેદકાલીન પશ્ચિમી પ્રાકૃત ભાષા > પશ્ચિમ ભારતીય શિલાલેખોની પ્રાકૃત > શૌરસેની પ્રાકૃત > અપભ્રંશ > ઉત્તરકાલીન અપભ્રંશ > જૂની ગુજરાતી > મધ્યકાલીન ગુજરાતી એવા સંખ્યાબંધ ક્રમમાંથી પસાર થઈને ગુજરાતી સ્વરૂપ ધારણ કરે છે. સંસ્કૃત અને ગુજરાતી વચ્ચેની એ સર્વ સાંકળોને સરલતા અને અનુકૂલતાને ખાતર પ્રાકૃતઅપભ્રંશથી નિર્દિષ્ટ માની લેવાની છે. સંયુક્ત વ્યંજનોનું સમીકરણ, પછી સંયોગલોપ (simplification) અને તેની સાથે બહુધા પૂર્વસ્વરનું દીર્ઘત્વ, મૂર્ધન્ય વર્ણો અને કોમલ અનુસ્વારનો પ્રમાણમાં વ્યાપક પ્રયોગ, ઉં-કારાંત નાન્યતર અને ઓ કારાંત નરજાતિનાં નામો, વગેરે તદ્દભવ શબ્દોનાં તરી આવતાં લક્ષણો છે.

બીમ્સ જેવા કેટલાક ભાષાશાસ્ત્રીઓ આ પ્રકારના પ્રાકૃતઅપભ્રંશ દ્વારા ઊતરી આવેલા શબ્દોને **પ્રાચીન તદ્દભવ** તરીકે ઓળખાવે છે, અને કરમ, કારજ, ધરમ જેવા તત્સમ कर्म, कार्य, धर्म માંથી સ્વરભક્તિ કે વિશ્લેષથી સરળ બનેલા, સર્વાંશે નહીં પણ બહુધા તત્સમ જેવા, શબ્દોને **અર્વાચીન તદ્દભવ** કહે છે. એમને મતે આ શબ્દો પ્રાકૃતઅપભ્રંશ પછીના કાળમાં એટલે મધ્યકાળમાં, સંસ્કૃતમાંથી અર્વાચીન ભાષાઓમાં ઊતર્યા છે. ડૉ. સુનીતિકુમાર ચેટરજી આ શબ્દોને **અર્ધતત્સમ** (semi-tatsamas)[૨] કહે છે.

**દેશ્ય શબ્દો**—ગુજરાતી ભાષામાં એવા સંખ્યાબંધ તળપદા શબ્દો છે કે જેનું મૂળ સંસ્કૃતપ્રાકૃતમાં કે ફારસીઅરબી જેવી વિદેશી

---

૨. Indo-Aryan & Hindi, p. 91.

ભાષાઓમાં મળતું નથી. આવા શબ્દોને દેશ્ય કહે છે અને એ ભારતના આર્યેતર વતનીઓની ભાષાઓમાંથી ગુજરાતીમાં આવ્યાનું વિદ્વાનો માને છે. હેમચન્દ્રાચાર્યે देशीनाममाला માં એમના સમયમાં પ્રચલિત, સંસ્કૃતપ્રાકૃતમાંથી જેમનો ઉદ્‌ભવ સંભવે નહીં એવા, દેશ્ય શબ્દોનું સંકલન કર્યું છે. ધનપાલની पाइअलच्छीनाममाला માં પણ કેટલાક દેશ્ય શબ્દો સંગૃહીત થયા છે.

હેમચન્દ્રાચાર્ય देशीनाममाला માં નીચેના જેવા સંખ્યાબંધ દેશ્ય શબ્દો અર્થ સાથે નોંધે છે:—

अयालि—દુર્દિન (દેશી૦ ૧,૧૩),
कायंदी—ઉપહાસ (દે૦ ૨,૨૮),
खुंखुणी—શેરી (દે૦ ૨,૭૬),
गंधेली—મધમાખી (દે૦ ૨, ૧૦૦),
घग्घर—ઘાઘરો (દે૦ ૨,૧૦૭)
चोज्ज—આશ્ચર્ય (દે૦ ૩,૧૪)
छइल्ल—છેલ (દે૦ ૩,૨૪)
झेंडुअ—વૃક્ષની જાત (દે૦ ૩,૫૩)
तिंगिआ—કમલરજ (દે૦ ૫,૧૨)
थत्तिअ—વિશ્રામ (દે૦ ૫,૨૬)
दुब्व—વસ્ત્ર (દે૦ ૫,૪૧)
पऊढ—ઘર (દે૦ ૬,૪૭)
मेली—આજ્ઞા, નૌકા, દાસી ઇ. (દે૦ ૬,૧૧૦)
ल्हइ—રમ્ય (દે૦ ૭, ૧૭), ઇ૦

હેમચન્દ્રાચાર્યે દેશ્ય તરીકે નોંધેલામાંથી કેટલાક પ્રાકૃતાદિ આર્યભાષાઓમાંથી વ્યુત્પન્ન કરી શકાયા છે, પણ મોટા ભાગના તો ખરેખરા દેશજ શબ્દો જ જણાયા છે. એમનાં અર્વાચીન ભાષાઓમાં થયેલાં રૂપાન્તર શોધવાં એ ભાષાઅભ્યાસનો એક રસપ્રદ વિષય છે.

અર્વાચીન ગુજરાતીમાં હેમચન્દ્રાચાર્યે નોંધેલા દેશ્ય શબ્દોમાંથી સંખ્યાબંધ શબ્દો ઊતરી આવ્યા છે, તેમ એમણે નહીં નોંધેલા એવાયે ઘણા શબ્દો મળે છે. અર્વાચીન ગુજરાતીમાં ટોપરું, ડુંગરો, વોંકળો, રેઢું, ઝાંખરું, ખાબડું, મુક્કો, બકરો, ઓઢવું, ખડકી, ડાળી, પેટ વગેરે અનેક દેશ્ય શબ્દો મળે છે. એ આર્યેતર ભાષાઓમાંથી ગુજરાતીના અવતરણની ભિન્ન ભિન્ન સ્થિતિએ લેવાયા હશે એમ લાગે છે. એમાંના કેટલાક શબ્દો અનુકરણવ્યાપારથી (onometopoeia)થી બન્યા છે.

તદ્‌ભવ શબ્દોની અપેક્ષાએ દેશ્ય શબ્દોની વર્ણઘટના ઓછી સુકુમાર, પણ કેટલેક અંશે વધુ બલિષ્ઠ જણાય છે.

૮ ફારસીઅરબી પોર્ટુગીઝ ઇ૦ વિદેશીય શબ્દો— .

અર્વાચીન ગુજરાતીમાં સંસ્કૃત ઉપરાંત અન્ય ભાષાઓમાંથી શબ્દો આવ્યા છે. તેમને ઊછીના લીધેલા શબ્દો (loan-words) કહી શકાય. એમાંના કેટલાકમાં મૂળ સ્વરૂપ સચવાયું છે તો કેટલાકમાં ગુજરાતીના લાક્ષણિક વિકારો થયા છે.

નીચેના જેવા સંખ્યાબંધ ફારસીઅરબી શબ્દો ગુજરાતીમાં પ્રચલિત બની તળ ગુજરાતી જેવા રૂઢ થઈ ગયા છે. અકારાદિ શબ્દોમાં[3] અક્કલ, અકસીર, અત્તર, અદબ, અફવા, અનામત, અમીર, અરજ, અલાયદું, અસર, અસલ, અહેશાન, વગેરે **અરબી શબ્દો,**[4] અને અજમાવવું, અવાજ, આસમાની, અસવાર, અંજીર, અંદર, અંદાજ વગેરે **ફારસી શબ્દો** મળશે.[5] ઊર્દુ, કનાત, કલગી, કાબુ, કૂમક, ચક, ચકમક, ચમચો, જાજમ, તોપ, તોપચી, દારોગો, બચકો, બલૂચી, બેગમ, બેગ, મુગલ, મુચરકો, થાળ વગેરે ગણતર **તુર્કી શબ્દો** પણ ગુજરાતીમાં પ્રવેશ્યા છે. આફૂસ, અનનાસ, ઇગ્રેજ, ઇજનેર, કોફી, કાજુ, કપ્તાન,

૩. વિશેષ માટે જુઓ ગુજરાતી ફારસી અરબી શબ્દોનો કોશ, ખંડ ૧–૨, અમીરમીયાં હમદૂમિયાં ફારૂકી.

૪. અખત્યાર, ઉમદા, ઇન્સાફ, આબિહુબ, કયાસ, ખબર, ખર્ચ, જકાત, જરૂર, જલસો, જવાબ, ઝવેરાત, તપાસ, તરફ, તાલુકો, તૈયાર, દાયરો, ફજેતો, ફુવારો, બાતલ, મકાન, મક્કમ, રદી, લવાજમ, વજૂદ, વતન, શરાબ, શરબત, હજૂર, ઇ૦ સંખ્યાબંધ અરબી શબ્દો ગુજરાતીમાં પ્રચલિત છે.

૫. આબાદ, ખરીદ, ગુમાસ્તો, ગુલાબ, ગુસ્સો, ચાલાકી, છાપવું, જખમ, જમીન, જલદી, તખતી, તલાસ, તંદુરસ્ત, દગો, દસ્તાવેજ, દફતર, દરજી, નાસીપાસ, નેક, પડદો, પ્યાલો, પેચ, ફુદીનો, બક્ષીસ, બાજૂ, મજૂર, મહેમાન, યાદ, રકાબી, લગામ, વીમો, શરમ, સરહદ, હુન્નર, ઇ૦ અનેક ફારસી શબ્દો ગુજરાતીમાં રૂઢ થઈ ગયા છે.

તમાકુ, બટાટા, મેજ, મોસંબી, વગેરે શબ્દો પોર્ટુગીઝમાંથી આયાત થયા છે. છેલ્લે અંગ્રેજીમાંથી ઑફિસ, અપીલ, કોરટ, ટિકિટ ડાકટર, પેન્સિલ, બૂટ, બેન્ક, બાટલી, માસ્તર, રસીદ, સ્ટેશન, હોટેલ વગેરે સંખ્યાબંધ શબ્દો ગુજરાતીમાં ઊતર્યા છે. આ સર્વ વિદેશીય શબ્દોમાંથી ફારસીઅરબી શબ્દોનું પ્રમાણ ગુજરાતના લાંબા સમય સુધીના મુસ્લિમ અમલને અને સંપર્કને લીધે સ્વાભાવિક રીતે જ ઘણું વધારે છે. અન્ય વિદેશીય શબ્દો પ્રમાણમાં થોડા છે.

**અર્વાચીન ભારતીય ભાષાઓમાંથી આવેલા શબ્દો—** ગુજરાતના ઇતિહાસમંચ ઉપર છેલ્લે છેલ્લે મરાઠાઓનો પ્રવેશ થયો. મરાઠાઓ સાથેનો ગુજરાતનો સંપર્ક અલ્પકાલીન હતો. એ સંપર્કે ગુજ-રાતીમાં **મરાઠીમાંથી** પણ થોડાક શબ્દો પ્રવેશ્યા છે. ઉ. ત. 'આઈ', 'ટકાઉ', 'ભાંગ' ( =સોંઘી ), 'નિદાન' ( =ઓછામાં ઓછું ), 'ચળવળ', 'વાટાઘાટ', 'હલકટ', 'નિમણૂક', ૪૦

વર્તમાન કાળમાં **હિંદી–ઉર્દૂમાંથી** ગુજરાતી ભાષામાં–બહુધા લેખનમાં, સર્જનાત્મક રચનાઓમાં–ઠીક ઠીક પ્રમાણમાં શબ્દો લેવાયા છે. ઉ. ત. 'શહીદ', 'નૌજવાન', 'જિન્દગાની', 'સિતમ', 'મંજિલ', 'શાયર', 'હમદર્દી', 'તમન્ના', 'હસ્તી', 'ગુફતેગો', 'આરજૂ', 'આરત', 'આસાની', 'બાદલ', 'નૈનન', 'પનિહારી', 'બડભાગી', 'બંસી', 'ગાયકી', 'સુહાગ'.

આ પ્રકારનું આદાનપ્રદાન સહજ છે, અને એથી ભાષાના પ્રવાહમાં તાજગી રહે છે. જૂનાં, ઘસાઈ ગયેલાં, અલ્પપ્રચરિત શબ્દરૂપો કાળક્રમે ભાષામાંથી લુપ્ત થાય, અને નવીન શબ્દો પ્રવેશ પામે એ ભાષાનો સહજ-ક્રમ છે. જગતની સર્વ પ્રગતિશાળી ભાષાઓમાં આ રીતે નૂતન શબ્દોનાં આદાન થતાં રહ્યાં છે.

---

# પ્રકરણ નવમું

## અર્વાચીન ગુજરાતી ભાષા – મહત્ત્વની પ્રાદેશિક બોલીઓ

**બોલીભેદોનો** ઉદ્‌ભવ–ભાષાના કથ્ય સ્વરૂપને બોલી (*dialect*) કહેવાય છે. એક ગામની બોલી કરતા પાસેની બીજા ગામની બોલી મહત્ત્વના અંશોમાં સમાન હોવા છતાં કંઈક કંઈક અંશોમાં જુદી પડતી હોય છે. એથી એક ભાષા બોલતા વિશાળ પ્રદેશવિસ્તારના એક ભાગમાં બોલી એક પ્રકારની અને બીજા ભાગમાં બોલી એથી ભિન્ન પ્રકારની એવું સામાન્ય રીતે બનતું હોય છે–જોકે એ બોલીઓની અંતઃસ્થિત ભાષા એક જ હોવાથી એક ભાગની બોલી બીજા ભાગના લોકો સહેલાઈથી સમજી શકે છે. આ પ્રકારની બોલીઓને ભાષાની પ્રાદેશિક બોલીઓ કહેવાય છે. ઉ. ત. ગુજરાતમાં ઉત્તર ગુજરાતની પટ્ટણી બોલી, મધ્ય ગુજરાતની ચરોતરી બોલી, દક્ષિણ ગુજરાતની સુરતી બોલી, અને સૌરાષ્ટ્રની ભિન્ન ભિન્ન પેટાભેદોવાળી સૌરાષ્ટ્રી કે કાઠિયાવાડી બોલી, એમ ચારેક પ્રાદેશિક બોલીભેદો છે.

બોલીભેદોનું અસ્તિત્વ ઘણા પ્રાચીન કાળથી છે. કોઈ પણ મોટા પ્રદેશવિસ્તારમાં પથરાયેલી ભાષામાં બોલીભેદો ઉત્પન્ન થયા વિના રહેતા નથી, કારણકે એટલા મોટા વિસ્તારની બહુસંખ્ય પ્રજાનું નાના સ્થાનિક સમૂહોમાં વિભાજન થયા વિના રહેતું નથી: કેટલીક વાર આવા વિભાજનની પાછળ ઐતિહાસિક પરિબળો કે ભૌગોલિક કારણો કામ કરતાં હોય છે.

પ્રાચીન ભારતીય આર્યના સમયથી બોલીભેદોનું અસ્તિત્વ વરતાય છે. વૈદિક સંહિતાઓમાં જ વૈદિક ભાષાના બે સ્પષ્ટ કથ્ય સ્વરૂપો (બોલીઓ) નજરે પડે છે–એક ઉત્તરીપશ્ચિમી, જેમાં આદિ ર્ જળવાઈ રહ્યો છે (ઉ. ત. रोम, रोमश, ઈ૦), અને બીજી ગંગાની પૂર્વ બાજુના પ્રદેશની પૂર્વી, જેમાં ર્ નો બહુધા લ્ થયો છે (ઉ. ત. लोम, लोमश). અશોકના શિલાલેખોની પ્રાચીન પ્રાકૃતોમાં પણ બે મુખ્ય ભાષાભેદો નજરે પડે છે–એક

ગિરનાર, શાહબાઝગઢી અને મન્સેરાના શિલાલેખોની પશ્ચિમી ભાષા, અને બીજી ધૌલી, જૌગડા, કાલ્સી વગેરે પૂર્વ ભારતીય પ્રદેશોની પૂર્વી ભાષા. પ્રાકૃત કાળમાં આ પ્રાદેશિક ભાષાભેદો વધારે ઉત્કટ બન્યા છે, અને એક જ પ્રાકૃત ભાષાના વાયવ્ય પ્રદેશોની પૈશાચી, મથુરાની આસપાસના શૂરસેન પ્રદેશની શૌરસેની, મગધની માગધી એમ પ્રાદેશિક ભાષાભેદો પડ્યા છે. આ ભાષાભેદો ઠેઠ હિંદી, રાજસ્થાની, ગુજરાતી આદિ નૂતન ભારતીય આર્ય ભાષાઓના ઉદ્‌ગમ સુધી ચાલુ રહ્યા છે. એમનાં પણ અશોકના શિલાલેખોની પ્રાકૃતોની માફક બે જૂથો પડે છે: પશ્ચિમી હિંદી, રાજસ્થાની, ગુજરાતી ઇ૦ પશ્ચિમ ભારતીય જૂથની ભાષાઓ, અને બિહારી, ઉત્કલી આદિ પૂર્વીય જૂથની ભાષાઓ.

ગુજરાતી ભાષાનો ઉદ્‌ગમ અપભ્રંશના પશ્ચિમી સ્વરૂપમાંથી-જેને વિદ્વાનોએ ગૌર્જર કે નાગર અપભ્રંશનું નામ આપ્યું છે-થયો છે. ગુજરાતી ભાષાના ઊગમકાળની પ્રાચીન ગુજરાતની સીમાઓ વર્તમાન સમય કરતાં ભિન્ન હતી. ત્યારે ગુજરાતનો પ્રદેશ દક્ષિણ રાજસ્થાનથી (મેવાડ-મારવાડના દક્ષિણ ભાગથી) મહી-નર્મદા સુધી વિસ્તરેલો હતો. સૌરાષ્ટ્ર ઠેઠ સિદ્ધરાજના સમય સુધી ગુજરાતથી રાજકીય રીતે અલગ હતું; અને દક્ષિણ ગુજરાતનો સંબંધ કોંકણ સાથે સવિશેષ હતો. આ સમગ્ર પ્રદેશમાં અપભ્રંશોત્તર યુગમાં એક જ ભાષા બોલાતી, જેને ડૉ. તેસ્સિતોરિએ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની (Old Western Rajasthani) નામ આપ્યું છે.[1] પદ્મનાભ, ભાલણ, લાવણ્યસમયના સમય સુધી આ સમગ્ર પ્રદેશવિસ્તારમાં લગભગ આ જ ભાષાસ્વરૂપ પ્રચારમાં હતું એમ કહી શકાય.

સોળમા શતક પછી આ વિશાળ પ્રદેશવિસ્તારમાં પથરાયેલી ભાષાનાં મુખ્ય પ્રાદેશિક.કથ્યરૂપો સ્વતંત્ર ભાષારૂપે વિકાસ પામ્યાં, જેમાંથી એક

---

૧. સદ્. સાક્ષરવર્ય નરસિંહરાવે એને 'ગૌર્જર અપભ્રંશ' નું નામ આપ્યું છે; તો સદ્. દિ. બ. કે. હ. ધ્રુવે એને 'મધ્યકાલીન ગુજરાતી' કહી છે. કવિશ્રી ઉમાશંકર જોષીએ એને 'મારુ-ગુર્જર' નામ આપ્યું છે, જે એમાંથી ઉત્તરકાળમાં નીકળેલી બંને ભાષાઓને અંતર્ગત કરે છે.

તરફ ગુજરાતની ગુજરાતી ભાષા નરસિંહ, ભાલણ, પ્રેમાનંદ, અખો આદિ સમર્થ કવિઓને હાથે ઘડાઈ અને સોળે કળાએ ખીલી, અને બીજી તરફ, રાજસ્થાનના પ્રદેશમા મારવાડી–મેવાડી ભાષાનો વિકાસ થયો કાળક્રમે એક જ ભાષામાથી ઉદ્‌ભવેલા આ બે પ્રમુખ ભાષાસ્વરૂપો વચ્ચે વિશાળ અંતર પડતુ ગયું, અને આજે વર્તમાનમા તો એ કેવળ નિભિન્ન ભાષાઓ બની રહી

**ગુજરાતી ભાષાની બોલીઓ**—અર્વાચીન ગુજરાતી ભાષાની મુખ્ય ચાર પ્રાદેશિક બોલીઓ છે ઉત્તર ગુજરાતની (પાટણ, સિદ્ધપુર, મહેસાણા વિભાગની) પટ્ટણી બોલી, મધ્ય ગુજરાતની (ખેડા, નડિયાદ, આણંદ, ઇ૦ની) ચરોતરી બોલી, દક્ષિણ ગુજરાતની (ભરૂચ–સુરતથી વલસાડ ને દમણ સુધીના પ્રદેશની) સુરતી બોલી, અને કાઠિયાવાડ કે સૌરાષ્ટ્રની સૌરાષ્ટ્રી બોલી (જેના ઝાલાવાડી, ગોહિલવાડી, હાલારી અને સોરઠી ઇ૦ પેટાભેદો છે) આ બોલીઓના અર્વાચીન ગુજરાતી સાહિત્યમા કવચિત્ કવચિત્ નિદર્શનો મળે છે–ઉ ત સદ્દ સાક્ષરવર્ય કેશવલાલ ધ્રુવના સંસ્કૃત નાટકોના અનુવાદોમા પ્રાકૃત જનોની બોલીમા તેમ ઝવેરચંદ મેઘાણીના 'માણસાઈના દીવા'મા ચરોતરીનુ, ધનસુખલાલ મહેતા, જ્યોતીન્દ્ર દવે વગેરેની કૃતિઓમા સુરતીનુ, ચુનીલાલ મડિયા વગેરેના નાટક–વાર્તાદિકમા સૌરાષ્ટ્રીનુ, પીતાંબર પટેલ આદિ લેખકોની રચનાઓમા ઉત્તર ગુજરાતની બોલીનું

આ બોલીઓનો વ્યવસ્થિત ભાષાશાસ્ત્રીય અભ્યાસ સૌથી પ્રથમ આ સદીના પહેલા દસકામા સમર્થ ભાષાશાસ્ત્રી સર જ્યોર્જ ગ્રિયર્સને એમના સ્મરણીય મહાગ્રથ *Linguistic Survey of India* મા કર્યો હતો એમણે ઉપયોગમા લીધેલી ભાષાસામગ્રી સ્થાનિક મિશનરીઓ, અમલદારો ઇ૦ પાસેથી એમણે સગ્રહી હતી, એમણે જાતે ફરીને એકત્રિત કરવાનું બન્યું નહોતું તેથી આ અભ્યાસ ખૂબ વ્યવસ્થિત અને માહિતી પૂર્ણ હોવા છતા સપૂર્ણપણે શાસ્ત્રીય સ્વરૂપનો નથી એ પછી ગુજરાતના ડૉ ટી એન દવે, ડૉ પ્રબોધ પંડિત, શ્રી કે કા શાસ્ત્રી, ડૉ. હરિવલ્લભ

ભાયાણી વગેરે પીઢ ભાષાશાસ્ત્રીઓએ અવારનવાર ભિન્ન ભિન્ન બોલીઓની આલોચના કરી છે. પણ ગુજરાતની મુખ્ય પ્રાદેશિક બોલીઓનું પ્રમાણભૂત કહી શકાય તેવું અધ્યયન હજી સુધી થયું નથી.

અહીં ક્રમશઃ આ પ્રાદેશિક બોલીઓનાં ભાષાલક્ષણોની ઊડતી નજરે, સંક્ષેપમાં, સમીક્ષા કરીશું.

## ઉત્તર ગુજરાતની (પટ્ટણી) બોલી

ઉત્તર ગુજરાતની બોલીની શિષ્ટ સર્વમાન્ય (સ્ટાન્ડર્ડ) ગુજરાતીથી જુદી પડતી લાક્ષણિકતાઓ નીચે પ્રમાણે છે.

ક્રિયાપદનાં રૂપોમાં અને નામનાં તૃતીયા–સપ્તમીનાં રૂપોમાં જ્યાં સર્વમાન્ય ગુજરાતીમાં પદાન્તે ए‌ હોય છે ત્યાં ઉત્તર ગુજરાતની બોલીમાં इ‌ સંભળાય છે. ઉ. ત. 'કરશિ' (શિ. ગુ. 'કરશે'), 'કરિ છિ' (શિ. ગુ. 'કરે છે'), 'આવશિ' (શિ. ગુ. 'આવશે'), 'આવિ છિ' (શિ. ગુ. 'આવે છે'), 'ઘરિ' (શિ. ગુ. 'ઘેર', કથ્યરૂપ 'ઘરે'), 'ઓડાનિ' (='ઓડાને'), 'તિમના' (=તેમના), 'કનિ' (=કને), 'કિમ' (શિ. ગુ. 'કેમ'), ઇ૦. આ હ્રસ્વ ઉચ્ચારણ ઉત્તર ગુજરાતની બોલીની એક ધ્યાન ખેંચતી વિશેષતા છે.

પદને આરંભે કે અંતે આવેલા આં (કે અનુનાસિક સંપર્કવાળા આ) નું ઉત્તર ગુજરાતની બોલીમાં ઉચ્ચારણ ઓં જેવું થાય છે. ઉ. ત. 'નોંખ' (શિ. ગુ. 'નાંખ'), 'ત્યોં' (શિ. ગુ. 'ત્યાં'), 'પોંણી' (શિ. ગુ. 'પાણી'), 'ગોંમ' (શિ. ગુ. ગામ), 'ઓંય' (શિ. ગુ. અહીં), 'પોંશરી', (શિ. ગુ. 'પાંસરી').

પદાન્તે આવેલો મહાપ્રાણ (હ–કાર) ઉત્તર ગુજરાતની બોલીમાં લુપ્તવત્ રહે છે. ઉ. ત. 'નૈ' (શિ. ગુ. 'નહીં'), 'ઍ' (શિ. ગુ. 'અહીં').

પદને આરંભે આવેલા इ નો ઉચ્ચાર ઉત્તર ગુજરાતની બોલીમાં એ જેવો થાય છે. ઉ. ત. 'ભેંનું' (શિ. ગુ. 'ભીનું'), 'મેંણ' (શિ. ગુ. 'મીણ').

ક્વચિત્, પદારંભે આવેલા આ નો સાથે રહેલા મહાપ્રાણની અસરને કારણે ઍ થઈ જાય છે. ઉ. ત. 'ન્હેનું' (શિ. ગુ. 'ન્હાનું').

પદને આરંભે આવેલા क्, ख्, ग् આદિ કંઠ્ય વર્ણોના તાલવ્ય વર્ણ (इ, ए, य આદિ) ને સંયોગે च्, छ्, ज् આદિ તાલવ્ય વર્ણ થાય છે. ઉ. ત. 'ચ્યમ' (શિ. ગુ. 'કેમ'), 'છેતર' (શિ. ગુ. 'ખેતર'), 'જ્યા' તા' (શિ. ગુ. 'ગયા હતા') ૪૦.

સામાન્ય પ્રાકૃત જનોની બોલીમાં તાલવ્ય વર્ણોના 'પ્રાકૃત' (=સ્પર્શસંઘર્ષી) ઉચ્ચાર થાય છે. અર્થાત્, च् નો स्, छ् નો श्, ज् નો ज़् અને झ् નો ज़्ज़ ('pleasure' ના ज़् જેવો). ઉ. ત. 'સાર' (શિ. ગુ. 'ચાર'), 'શાશ' (શિ. ગુ. 'છાશ'), 'ઝ્ઝાડ' (શિ. ગુ. 'ઝાડ'). ૪૦

ઉત્તર ગુજરાતની બોલીમાં દંત્ય स् નું ઘણીવાર તાલવ્ય श् ના જેવું ઉચ્ચારણ થાય છે. ઉ. ત. 'પાશિ' (શિ. ગુ. 'પાસે').

રૂપપ્રક્રિયામાં પણ કેટલીક નોંધપાત્ર વિશેષતા નજરે પડે છે. ઉ. ત. ભવિષ્યકાળ ૧ લો પુરુષ એકવચન 'લાયો' (શિ. ગુ.='લાવીશ'), (ઉ. ત. 'હું કાલ લાયો'; = શિ. ગુ. 'હું કાલે લાવીશ').

શબ્દપ્રયોગોમાં પણ ઉત્તર ગુજરાતની બોલીમાં ગુજરાતની અન્ય બોલીઓથી જુદી પડતી કેટલીક વિશિષ્ટતાઓ છે. ઉ. ત. 'તાણે' (=શિ. ગુ. 'ત્યારે'), 'તાં' (= શિ. ગુ. 'ત્યાં'), 'કને' કે 'કનિ' (=પાસે), 'હેંડ' (=ચાલ), 'વાખ' (=વાસ), 'મ્હેલ' (=મૂક), 'આલ' (=આપ), 'સઈ (રાખ)' (=પકડી રાખ), 'છોડી' (=છોકરી), બૂન (=બહેન), 'અડો' (કે 'હડો') (=આગળો), 'વપત' (=તકલીફ, અગવડ), 'વાયરો' (=પવન) 'વરહાદ' (=વરસાદ), ૪૦.

## પટ્ટણી બોલીના નમૂનો[2]

માટચમ બારોટ—" આહિ આયે બે દાડા થ્યા, જાણેો જ સો તો ક શમો ફરિ જ્યો શે', નકર ભાટ ભરામણને દેહાવર તે હિંદ જવું પડે ? તમ હરખા બાપા પાસે આઇને શકન નાખતો ક ન્હાલ થઈ જતા. હમ તો મજુરી કરિ કરીને તુંમલીઅ તુટિ જાય સેં. ઇતું હત્યાનાહ જાય

2 જુઓ : ગ્રિયર્સનકૃત 'ભારતીય-ભાષા-સમીક્ષા' ગ્રંથ ૯ : ભાગ ૨, અનુ. કે. કા. શાસ્ત્રી, પૃ. ૯૯

મે'મઈમાં માના કાલકાનું ખપ્પર સાલે સે'. ઈનું હારું થજો ક મારગમાં મ્હોરના જેવું દખ નહિ."

દેવકરણ—"લ્યો ઠીક થ્યું તમે આયા તે. ગામમાં સો તે બે ઘડિ વાતચેં'ત પુસત્રા થસે. ભઈ, જરા મારે ઉતાવર સે'."

## મધ્ય ગુજરાતની (ચરોતરી) બોલી

મધ્ય ગુજરાતની, ચરોતરી, બોલીની વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે છે:

ક્રિયાપદનાં રૂપોમાં પદાન્ત ઇ–ઉ નું અત્યંત હ્રસ્વ ઉચ્ચારણ–જે કવચિત્ તો કેવળ અ-કાર રૂપે સંભળાય છે–એ ચરોતરી બોલીની એક નોંધપાત્ર વિશેષતા છે. ઉ. ત. 'હું નેહાળ જાઉ' (=શિ. ગુ. 'હું નિશાળે જાઉં છું'). . .

આઇ જેવાં સ્વરયુગ્મ ત્વરિત ઉચ્ચારણમાં (સંયુક્ત સ્વર) ઐ રૂપે સંભળાય છે. ઉ. ત. 'લૈ' (=શિ. ગુ. 'લાઇ'), 'ઐ' (=આઈ).

વિવૃત ઍ–ઑ નાં ઉચ્ચારણો સૌરાષ્ટ્રીની પેટાબોલી ઝાલાવાડીની માફક સબળ થાય છે; ગુજરાતીની અન્ય બોલીઓમાં વિવૃત ઉચ્ચારણો આટલાં સબળ સંભળાતાં નથી.

પદને આરંભે કે અંતે આવેલા આં નું ચરોતરી લોકબોલીમાં ઑ (વિવૃત) ઉચ્ચારણ થાય છે. ઉ. ત. 'ગૉમ' (= શિ. ગુ. 'ગામ'), 'પૉણી' (=શિ. ગુ. 'પાણી'), 'ઑનૉ' (=શિ. ગુ. 'આનો'), 'મૉન' (=શિ. ગુ. 'માન')

આવી જ રીતે પદારંભે આવેલા ઇ નું ઉચ્ચારણ લગભગ વિવૃત ઍ જેવું થાય છે. ઉ. ત. 'નૅહાળ' (= શિ. ગુ. 'નિશાળ'), 'લૅંબડો' (= શિ. ગુ. 'લીમડો'), 'ભેંત' (= શિ. ગુ. 'ભીંત').

શબ્દરૂપોમાં પદાન્તે આવેલા અનુનાસિક ઘસાઈને લગભગ લુપ્તવત્ બની ગયા છે. ઉ. ત. 'જઉ' (= શિ ગુ. 'જાઉં'), 'કરુ' (=કરું), 'મઈ' (= 'મહીં') ૪૦

પદને આરંભે આવેલા क् ग એ કંઠ્ય વર્ણો તાલવ્ય વર્ણો (इ, ए, य) ને સંયોગે च् ज् રૂપે બોલાય છે. ઉ. ત. 'ચ્યાં' (= શિ. ગુ. 'કયાં'), 'જ્યા' (= શિ. ગુ. 'ગયા'), ઇ૦

એવી જ રીતે ख् નો छ् કે श् ઉચ્ચાર થાય છે. ઉ. ત. 'છેતર' કે 'શેતર' (=શિ. ગુ. 'ખેતર').

સામાન્ય, પ્રાકૃત, લોકોની બોલીમાં च् छ् ज् झ् એ તાલવ્ય વર્ણોના સ્પર્શસંઘર્ષી (affricate)–જેને નરસિંહરાવે 'પ્રાકૃત ઉચ્ચારણ' કહ્યાં છે તેવાં–ઉચ્ચારણ થાય છે. ઉ. ત. 'સાર' (= શિ. ગુ. 'ચાર'), 'સગન' (= શિ. ગુ. 'છગન'), 'ઝોતર્યાં' (= શિ. ગુ. 'જોતર્યાં), 'સ્ઝાડ' (= શિ ગુ. 'ઝાડ'), ઇ૦

ઊષ્માક્ષરોમાં પદારંભે આવેલો शकार ઘણુંખરું યથાવત્ રહે છે, અને આદ્ય सकारનો, ક્વચિત્, તાલવ્ય વર્ણના સંયોગે તાલવ્ય शकार थाय છે. ઉ. ત. 'શેંગડુ' (= શિ. ગુ. 'શિંગડું'), 'શંથો' (= શિ. ગુ. 'સેંથો').

અનાદિ સ્થાને આવેલા ઊષ્માક્ષરોનું સામાન્ય રીતે અઘોષ ह રૂપે ઉચ્ચારણ થાય છે. ઉ. ત. 'પાંહે' (=શિ. ગુ. 'પાસે), 'વિહ્વાહ' (= શિ. ગુ. વિશ્વાસ), 'વિહામો' (= શિ. ગુ. 'વિસામો').

લઘુપ્રયત્ન यकार (य–શ્રુતિ) ચરોતરીમાં વ્યાપક છે. ઉ. ત. 'આંખ્ય' (= શિ. ગુ. 'આંખ,') 'લાવ્ય' (= શિ. ગુ. 'લાવ').

એ જ રીતે આછો ह-કાર (હ–શ્રુતિ) ચરોતરીમાં વ્યાપક રીતે સંભળાય છે, (ઇતર પ્રાદેશિક બોલીઓમાં એ એટલો વ્યાપક નથી). ઉ ત. 'પ્હાનો', 'વ્હેંત', 'મ્હો', 'શ્હેડો' (=શિ. ગુ. 'શેટો'). નરસિંહરાવે તારવેલા ત્રિવૃતવિધાનના ઉત્સર્ગ (ઍ, ઑ વિવૃત ઉચ્ચારણો) ની ભૂમિકામાં આ વિશિષ્ટ ચરોતરી ઉચ્ચારણો રહેલાં છે.

રૂપપ્રક્રિયામાં પણ શિષ્ટ સર્વમાન્ય ગુજરાતી કરતાં ચરોતરીમાં કેટલીક વિશિષ્ટતા નજરે પડે છે. ઉ. ત. ક્રિયાપદનાં રૂપોમાં વર્તમાનકાળ બીજા પુરુષ એકવચનમાં (તુ શુ) કરુ શુ' (= શિ. ગુ. (તું શું) કરે છે ?'), 'તુ ના કરુ' (= શિ. ગુ. 'તું ન કરે'), એવાં રૂપો થાય છે.

સ્ત્રીલિંગી બહુવચની નામો સાથે અન્વિત ક્રિયાપદો બહુવચનનો પ્રત્યય ગ્રહણ કરે છે ઉ ત 'બાયડિયો ઊભીયો હતિયો' (= શિ ગુ 'બાયડીઓ ઊભી હતી') નાન્યતર જાતિના નામોના બહુવચનમા ઑ પ્રત્યય વ્યાપક છે ઉ ત 'ખેતરાં' (= ખેતરો), 'ઘરાં' (=શિ ગુ 'ઘરો'), 'ઢોરાં' (= શિ ગુ 'ઢોરા )

શબ્દપ્રયોગોમા પણ અન્ય બોલીઓ કરતા કેટલીક ભિન્નતા નજરે પડે છે ઉ ત 'તાણે' કે 'તારે' (= શિ ગુ ત્યારે), 'તા' કે 'તો' (=શિ ગુ 'ત્યા'), 'પેણે' (= શિ ગુ 'પણે'), 'ના' (= શિ ગુ નહીં), 'શીદ' (=શા માટે), 'નીકર' કે 'નકર' (= નહીં તો), '(આણી) ગમ' (= '(આ) બાજુ', '(આ) તરફ'), 'ઝાલો (= 'પકડો'), 'હેંડો' (= 'ચાલો)' 'મ્હેલો' (= 'મૂકો'), 'આલો' (= 'આપો'), 'છોડી' (કવચિત્ 'છોરી') (= શિ ગુ 'છોકરી'), 'છૈયો' (= શિ ગુ 'છોકરો'), 'દન' (= દિવસ), 'મી' (=હું), ૪૦

## ચરોતરી બોલીનો નમૂનો[૩]

"ચેટલાક ચોરો ઘરમા પેહીને ચોરી કરવાના વિચારથી તે માંહે પેઠા મરઘડા વના કશુ લેવા જેવુ નહિ જડયુ, તેથી તે તેને ઉચકીને લે જયા પણ તે તેને મારિ નાખવા જતા'તા તાણે જિવને હારુ બહુ કાલાવાલા કરવા, તેમને હમારિને ચેટલો કામનો તે હતો માણુહને તારુ માથુ હમે મચેડી નાખિશુ, કેમ જે તુ લોકોને ભડકાવો છ અને જગાડિ રાખો છ તેથી તારે લીધે નિરાતે હમે ચોરિ કરિ હકતા નથી "

## દક્ષિણ ગુજરાતની (સુરતી) બોલી

દક્ષિણ ગુજરાતની (સુરતી) બોલીની વિશેષતાઓ નીચે પ્રમાણે છે

વિવૃત અને અર્ધવિવૃત ઍ-ઑ ના ઉચ્ચારણ ચરોતરી–ઝાલાવાડીની માફક સબળ નથી ઉ ત 'તુ સું કરે છ ?' (=શિ ગુ 'તુ શુ કરે છે ?'), 'ઉ મોઢુ ધૌ છ' (=શિ ગુ 'હું મોઢુ ધોઉ છુ')

---

૩ જુઓ ગ્રિયર્સનકૃત ' ભારતીય ભાષા–સમીક્ષા ' ગ્રંથ ૯, ભાગ ૨, અનુ કે કા શાસ્ત્રી પૃ ૧૦૦

પદારંભે આવેલા ઇ–આ (આં) નાં ઉચ્ચારણ શિષ્ટ ગુજરાતીની માફક યથાવત્ રહે છે. ઉ. ત. 'નિસાલ' (= શિ. ગુ. 'નિશાળ'), 'લિમ્ડો' (= શિ. ગુ. 'લિંબડો'), 'ભીત' (= શિ. ગુ. 'ભીંત'), 'પાની' (= શિ. ગુ. 'પાણી') ઇ૦.

શબ્દરૂપોમાં પદાન્તે આવેલા ઇ–ઉ નાં અતિ હ્રસ્વ ઉચ્ચારણ થાય છે, જેથી ઘણીવાર એ કેવળ અ રૂપે સંભળાય છે. ઉ. ત. 'ઉં જૌં છ' (= શિ. ગુ. 'હું જાઉં છું'), 'સું કરે છ' (= શિ. ગુ 'શું કરે છે?')

ક્ ગ્ એ કંઠ્ય વ્યંજનોના ક્વચિત્ મહાપ્રાણ (aspirated) ઉચ્ચાર થાય છે. ઉ. ત. 'એખ્ખલા' (= શિ. ગુ. એકલા), 'ઘોટાળો' (= શિ. ગુ. ગોટાળો).

મૂર્ધન્ય વર્ણનું ઘણીવાર દંત્ય વર્ણ જેવું ઉચ્ચારણ થાય છે. ઉ. ત. 'છાંતોપાની' (=શિ. ગુ. 'છાંટોપાણી'), 'માનસ' (= શિ. ગુ. 'માણસ'), 'પન' (શિ. ગુ. 'પણ'), 'કધી' (= શિ. ગુ. 'કઢી'), 'એકથા' (= શિ. ગુ. 'એકઠા') તો ક્વચિત્ શિષ્ટ ગુજરાતી દંત્ય વર્ણનો મૂર્ધન્ય ઉચ્ચાર થાય છે. ઉ. ત. 'ટકીયો' (= શિ. ગુ. 'તકીયો'), 'ટમે' (= શિ. ગુ. 'તમે'), 'ટાં' (= શિ. ગુ. 'ત્યાં'), 'સૂરટ' (= શિ. ગુ. સૂરત), 'મઠ્ઠા' (=શિ. ગુ. 'બધા'), 'પંડર' (= શિ. ગુ. 'પંદર').

તાલવ્ય શકારને સ્થાને દંત્ય સકારનો વ્યાપક પ્રયોગ એ સૂરતી ભાષાની ખાસ વિશેષતા છે. ઉ. ત. 'સું' (= શિ. ગુ. 'શું'), 'સાક' (= શિ. ગુ. 'શાક'), 'પાયસાલા' (= શિ. ગુ. 'પાઠશાળા') ઇ૦

સૂરત જિલ્લાના દક્ષિણતમ વિસ્તારમાં (વલસાડ, દમણ, ઇ૦ તરફ) સામાન્ય લોકબોલીમાં સ નું અઘોષ હ જેવું ઉચ્ચારણ થાય છે. ઉ. ત. 'હુરત' (= શિ. ગુ. 'સૂરત'), 'હાક' (= શિ. ગુ. 'શાક'), વલહાડ' (= શિ. ગુ. 'વલસાડ') ઇ૦

મહાપ્રાણ હ્-કાર–કેટલીક વાર લુપ્તવત્ રહે છે. ઉ ત. 'ની' (= શિ. ગુ. 'નહીં'), ચાઈ (=ચાહ), 'કર્યું' (=કહ્યું).

શબ્દને આરંભે આવેલા ન્ ને સ્થાને ઘણીવાર લ્ બોલાય છે. ઉ. ત. 'લાખ' (= શિ. ગુ. 'નાંખ'). ક્વચિત્, શબ્દના અનાદિ ન્ નો પણ આવી રીતે લ્ ઉચ્ચાર થતો હોય છે. ઉ. ત. 'નાલ્લુ' (= શિ. ગુ. 'ન્હાનલું')

સુરતી બોલીનું એક ખાસ નોંધપાત્ર લક્ષણ ક્રિયારૂપોમાં અંત્ય ય્ નું પુરઃસરણ એ છે. ઉ. ત. 'ચાઇલો' કે 'ચાય્લો' (= શિ. ગુ. 'ચાલ્યો'), 'કઇરું' કે 'કય્રું' (= શિ. ગુ. 'કર્યું').

શબ્દના મધ્યસ્થિત યકારનું ઘણીવાર ઇ જેવું ઉચ્ચારણ સંભળાય છે. ઉ. ત. 'ગઇલો' (= શિ. ગુ. 'ગયેલો'), 'થઇલું' (= 'થયેલું'), ઈ.

સુરતીમાં શિ. ગુ. ળ્ નો બહુધા લ્ ઉચ્ચાર થાય છે. ઉ. ત. 'મલ્વા' (= શિ. ગુ. 'મળવા'), 'સલગ્યું' (= 'સળગ્યું'), ઇ૦

ચ્, છ્, જ્, ઝ્ એ તાલવ્ય વર્ણોનો ઉચ્ચાર યથાસ્થિત, શિષ્ટ સર્વમાન્ય ગુજરાતી જેવો જ થાય છે. માત્ર અસ્વરિત સ્થાને છ્ ક્વચિત્ ચ્ જેવો સંભળાય છે. ઉ. ત. 'સું કરે ચ ?' (= 'શું કરે છે ?')

પદરૂપોમાં સુરતી બોલીમાં કેટલીક તરી આવતી વિશેષતાઓ છે. ઉ. ત. ભવિષ્યકાળ ૧લો પુરુષ એકવચનમાં 'હું આવા' (= શિ. ગુ. 'હું આવીશ'), સંકેતાર્થમાં 'હું આવતે' (= 'હું આવત'), 'તું જતે' (= 'તું જાત') ઇ૦ જેવાં રૂપો થાય છે. ચાલુ વર્તમાનમાં સામાન્ય લોકબોલીમાં 'કરતો છે' ('કરું છું'), 'આવતો છે' (= 'આવે છે') એવાં રૂપો થાય છે.

શબ્દપ્રયોગોમાં પણ સુરતી બોલીમાં શિષ્ટ ગુજરાતી કરતાં તેમજ અન્ય બોલીઓ કરતાં કેટલીક નોંધપાત્ર વિશેષતા મળે છે. ઉ. ત. 'તિયારે' કે 'તીવારે' (= શિ. ગુ. 'ત્યારે'), 'તાં' (= શિ. ગુ. 'ત્યાં'), 'કેની' (= કની) 'ની' (= ને), 'બી' (= પણ), 'હૌ' કે 'સૌ' (= પણ, too), 'એવણ' કે 'એવન' (= 'એઓ'), 'તેવણ' (= 'તેઓ'), 'પોર્યો' (= 'છોકરો'), 'પોરી' (= 'છોકરી'), 'ઉતો' (= 'હતો'), 'આણવું' (= 'લાવવું'), 'ઉધેરવું' (ઉછેરવું).

## સૂરતી બોલીનો નમૂનો[૪]

" એક જણને બે પોયરા ઉતા. ટેમાંના નાલ્લાએ બાપને કયું કે બાપા જે મિલકટ મારે ભાગે ટે મને આપિ લાખો. બાપે મિલકટના બે ભાગ પાઈડા. ઠોડા ડાહડામા નાલ્લો પોયરો હૂગલું એકઠું કરિને દૂર મુલખ ચાઈલો ને ટાં પોટાનિ દોલટના વટાણા વવડાઈવા. આરે ટેણે હૂગલું ઉદાવી ડીઢું ટે વખટે ટે મુલખમાં મોટો ડુકાલ પઈડો અને ટેને ટંગી પડવા લાઈગી. એટલે ટે ટે મુલખના રેનારને મઈલો જેણે ટેનિ જમિનમાં ડુક્કર ચારવા મોકઈલો. ટેણે પોટાનું પેટ ડુક્કર ખાટા ટે ફુસકાથિ ભઈરું હોટ પણ ટે કોઈએ ટેને આઈપા નઈં."

## સૌરાષ્ટ્રી કે કાઠિયાવાડી બોલી

સૌરાષ્ટ્રમાં આમ તો ત્રણચાર, કેટલાક અંશમાં પરસ્પર ભેદવાળી સ્પષ્ટ પેટાબોલીઓ બોલાય છે. ઉ. ત. હાલારની, જામનગર બાજૂની, બોલીમાં શિ. ગુ. વિવૃત ઍ ઑ લગભગ સંવૃત ए ओ રૂપે સંભળાય છે, તેમ ક્રિયારૂપોમાં આગંતુક (= મૂળમાં નહીં તેવું, પ્રક્ષિપ્ત) સાનુનાસિકત્વ (= અનુસ્વારવાળું ઉચ્ચારણ) સંભળાય છે. ઉ. ત. પેર્યું (= શિ. ગુ. 'પ્હેર્યું'), 'જંઈએ' (= શિ. ગુ. 'જઈએ'). તો, એથી ઊલટું ઝાલાવાડમાં વિવૃત ઍ ઑ સબળપણે ઉચ્ચારાય છે એટલું જ નહીં પણ કેટલીક વાર શિ. ગુ. માં ન હોય એવા વિવૃત ઉચ્ચારો પણ થાય છે. ઉ. ત. 'સૉની' (શિ. ગુ. સોની), 'ઘૉડૉ' (= શિ. ગુ 'ઘોડો'), ઇ૦. ગોહિલવાડની (ભાવનગરની આસપાસના વિસ્તારની) ભાષા શિષ્ટ ગુજરાતીની ઘણી સમીપ આવે છે; તો ઝાલાવાડની ભાષા ઉત્તર ગુજરાતની સાથે, ને કેટલેક અંશે ચરોતરી સાથે મળતી આવે છે. અહીં સૌરાષ્ટ્રી બોલીની ચર્ચામાં કાઠિયાવાડની આ સર્વ બોલીઓમાં સમાન રૂપે રહેલાં, ગુજરાતની અન્ય બોલીઓથી જુદાં પડતાં, લક્ષણોની ચર્ચા કરીશું.

---

૪. જુઓ : ગ્રિયર્સનકૃત 'ભારતીય-ભાષા-સમીક્ષા' ગ્રંથ ૯, ભાગ ૨, અનુ. કે. કા. શાસ્ત્રી, પૃ. ૧૦૩

સૌરાષ્ટ્રીમા એ-ઓ ના ઉચ્ચારણો ઘણુંખરુ અતિ હ્રસ્વ-ઇ, ઉ-જેના થાય છે ઉ ત 'ઇ' (= શિ ગુ 'એ'), 'તી' (= શિ ગુ 'તે'), 'તિમ' (= 'તેમ'), 'ઠોકરાઉ' (છોકરાઓ), 'બાઈડીઉ' (= બાયડીઓ) ૪૦

અન્ય ઇ નુ ઉચ્ચારણ બહુધા હ્રસ્વ-અ જેવુ-થાય છે ઉ ત 'તુ શુ કર બ' (= 'તુ શુ કરે છે ?')

લઘુપ્રયત્ન ય-કાર (ય-શ્રુતિ) કાઠિયાવાડમા અતિ વ્યાપક છે, જે સૌરાષ્ટ્રી ભાષાને એનો વિશિષ્ટ વળોટ કે લહેકો (timbre) આપે છે ઉ ત 'ય વાત્યમા શ્યો માલ છે ?' (= 'એ વાતમા શો માલ છે ?')

તો, લઘુપ્રયત્ન હ-કાર (કે હ-શ્રુતિ) કાઠિયાવાડમા-ખાસ કરીને હાલાર-સોરઠ વિસ્તારમા-લગભગ લુપ્તવત્ છે ઉ ત 'મારુ' (= શિ ગુ 'મ્હારુ'), 'પેર્યું' (= શિ ગુ 'પ્હેર્યું'), ઇ૦

સૌરાષ્ટ્રી બોલીઓમા અનુનાસિક સમજપણે ઉચ્ચારાય છે, અને હાલાર ૪૦ ઉત્તર સૌરાષ્ટ્રના પ્રદેશમા અનુનાસિકત્વનો પ્રક્ષેપ (= ઉમેરો) પણ થાય છે ઉ ત 'દહીં', 'અહીં', 'ખાયેં' (= 'ખાઈએ'), 'જયેં' (= 'જઇએ'), ૪૦

ચ્ છ્ જ્ ઝ્ એ તાલવ્ય વર્ણોના સ્પર્શસંઘર્ષી કે 'પ્રાકૃત' ઉચ્ચારો વ્યાપકપણે થાય છે ઉ ત 'સ્યાર' (= શિ ગુ 'ચાર'), 'ઝમવુ' (= શિ ગુ 'જમવુ'), 'શોકરો' (= છોકરો), 'સ્ઝાડ' (= શિ ગુ 'ઝાડ'), ૪૦

દન્ત્ય સ્ નો (તેમ તાલવ્ય શ્ નો) એક વિશિષ્ટ પ્રકારનો સ્ જેવો (જેમા સઘર્ષી સ્ કરતા મુખવિવર્તન અને ઓષ્ઠની વર્તુલાકૃતિ વિશેષ થાય છે તેવો) અઘોષ હ્ ને મળતો ઉચ્ચાર થાય છે[૫] ઉ ત 'સ્હોમવાર' (= શિ ગુ 'સોમવાર'), 'સ્હુકરવાર' (= 'શુક્રવાર'), ઇ૦

શિષ્ટ ગુજરાતીમા જેના મૂર્ધન્યતર ઉચ્ચાર થાય છે તેવા અનાદિ ડ ઢ ના કાઠિયાવાડી બોલીમા મૂર્ધન્ય ડ ઢ (અર્થાત્, આદિ ડ ઢ જેવા) ઉચ્ચારો થાય છે ઉ ત 'આડ્ડી'[૬] (= શિ ગુ 'આડી'), 'કઢ્ઢી' (= શિ

૫ શ્રી કે કા. શાસ્ત્રીએ આને કંઠ્ય સ્ ની સજ્ઞા આપી છે.

૬ અહીં મૂર્ધન્ય ડ ઢ ને દ્વિત્વયુક્ત, ડ્ડ ઢ્ઢ થી નિર્દિષ્ટ કર્યાં છે.

ગુ. 'કઢી'). કાઠિયાવાડી કે સૌરાષ્ટ્રી બોલીની આ એક ધ્યાનખેંચતી વિશેષતા છે.

કાઠિયાવાડના ઝાલાવાડ અને ગોહિલવાડ વિસ્તારમાં ળકાર સ્પષ્ટ રીતે યથાવત્ બોલાય છે. (ઉ. ત. 'મળવું', 'ગોળ'); પણ ઉત્તર સૌરાષ્ટ્રના હાલાર ભાગમાં, અને જૂનાગઢ બાજૂના સોરઠ વિસ્તારમાં એનો ર્ ઉચ્ચાર થાય છે. (ઉ. ત. 'મરવું', 'ગોરય').

પદરૂપોમાં પણ સૌરાષ્ટ્રીમાં કેટલીક નોંધપાત્ર વિશેષતા નજરે પડે છે. ઉ. ત. નારી જાતિનાં નામોમાં પ્રથમા ને દ્વિતીયા બહુવચનમાં 'ગાયું', 'ભેંસ્યું', 'બાઈયું' જેવાં રૂપો થાય છે. ભવિષ્યકાળના પહેલા અને બીજા પુરુષ બહુવચનમાં 'જાસ્યું', 'કરસ્યું' (= 'જઈશું, 'કરશું') જેવાં ય-શ્રુતિયુક્ત રૂપો થાય છે.

કાઠિયાવાડી બોલીમાં કેટલાક વિશિષ્ટ શબ્દપ્રયોગો થાય છે, જે ગુજરાતની અન્ય બોલીઓમાં મળતા નથી. ઉ. ત. 'ન્યાં' (= ત્યાં), 'ઉવાં' (સાં), 'તઇ' (= ત્યારે), 'અટાણે' (= અત્યારે), 'કેદૂનાં' (= કયારનાંય), 'નકરું' (= કેવળ, માત્ર), 'નો' (= નહીં), 'માથે' (= ઉપર), 'મોઢા આગળ' (= સામે), 'ઓરો' (= પાસે), 'મોર્ય' (=પહેલાં), 'ભેળા' (= સાથે), 'ઓલ્યું' (= પેલું), 'કણે' (= પાસે), 'દીકરી' (= છોકરી), 'પાણા' (= પથ્થર), 'ગગો' (= છોકરો, દીકરો), 'વીવા' (= લગ્ન), 'ભોં' (= ભોંય, જમીન), 'બોન' કે 'બૂન' (બ્હેન), 'બચાડા' (= બિચારા), 'વાળુ' (= રાત્રિભોજન), 'કળશો' (= લોટો), 'પોરો' (= વિસામો), 'ખોરડું' (= ઘર), 'સાવજ' (= સિંહ), 'નિંદર' (= ઊંઘ), 'વાહર' (= પવન), 'મે' (= વરસાદ), 'હાલો' (= ચાલો), 'ઘો' કે 'દિયો' (= આપો), 'મેકવું' (= મૂકવું), 'કઘરું' (=કર્યું), 'ઊભવું' (= ઊભા રહેવું), 'ઘોબ' (= પકડ), 'બાધવું' (= શિ. ગુ. 'બાઝવું'; લડવું), 'જાવું' (=જવું), 'ગ્યા'તા' (= ગયા હતા), 'જોશું' (= જોઈશું), 'જોવે' (=જોઈએ), 'બરકે', 'સાકરે' (= બોલાવે), 'વયો ગયો' કે 'વીયો ગયો' (= જતો રહ્યો), 'ભાળવું' (= જોવું), 'ઉઝેરવું' (= ઉછેરવું). ૪૦.

## સૌરાષ્ટ્રી કે કાઠિયાવાડી બોલીના નમૂના
## (ઝાલાવાડી બોલી)[૭]

"એક જણાને બે સોકરા હતા. ઈમાંથી નાનાએ ઇના બાપને કિધું, બાપા, આપણા મઝિયારામાંથી મારો ભાગ આપો. અટપટે બાપાએ બધી ઘરવખરી વેંચી દીધી. થોડા દી ગ્યેરે નાનાયે તો પોતાના ભાગનું બધું વેચિસાટી ઈના જે પૈસા આવ્યા ઈ લેંને પરદેહમાં જિયો ને ઈયાંકણે પોતાનું બધું મન પડે ઈમ ઉડાડવા માંડ્યું. થોડા દીમાં તો બધુ ખુટી ગિયું. આ સમામાં ઈ દેહના હારા વસાવાળા આહામીને ઈયાં જૈને ઈ હાથી રિયો. ઇયાં કણે આ ભાઈ તો ઓલ્યા ધણીનાં ભુંડડાં વગડામાં સારવવાં જિયા. પણ ભુંડડાં તો સારય ખાય, ઈ માણહથી ખવાય નૈં, ને કે તો ઇ ખાઈને નસત. વળી ઈને કોયેં કૈં નો આપ્યું."

## (સોરઠી બોલી)[૮]

"એક હતાં ડોસિમાં. ઈ નત્ય કથાવારતા સાંભરે નેં દેવદરસનેં જાય, નત્ય પાદરમાં આવ્યલ મહાદેવને મંદરય જાય. ન્યાં જૈ દરસન કરે, ચોખા ને ફૂલ ઉંબરે દલવે ને સોપારિ ને દોકડો મુકે, ને પાછાં ઘેરય આવે. ઘેરય આવીનેં માળા ફેરવે.

ઘરમાં નાનાં મોટાં છોકરાંઉંની બોરચપ હતિ. છોકરાંઉનેં થ્યું કે કે અમેય ડાડિમાંનિ હારયેં દરસનેં જાયેં તો કિવિ મઝા! 'ડાડિમાં ડાડિમાં' એક દિ છોકરાંઉયેં કર્યું, 'તમેં દરસનેં જાવ તયેં અમનેં હારયે તેડિ જાજ્યો, હો! ત્યાં સું થાય છ ઈ અમારે જોવું છે. કાલ્ય, તો તમારિ મોરય મોરય અમેં સૌ હડિયુ કાઢતાંક નેં પુગિ જાસ્યું.' ડોસિમાં કયે: 'બે દિ પછેં સવરાંત્ય છે તયેં તમેં આવજ્યો. તે દિ માપુજા છે.'"

---

૭. જુઓ: ગ્રિયર્સનકૃત 'ભારતીય-ભાષા-સમીક્ષા' ગ્રંથ ૯, ભાગ ૨, અનુ. કે. કા. શાસ્ત્રી, પૃ. ૧૦૪

૮. એજન, પૃ. ૧૧૭-૧૧૮.

## (હાલારી બોલી)[૯]

"એક હતાં ડોસીમાં. ઈ રોજ કથાવારતા સાંભળે ને દેવદર્શને જાય. રોજ પાદરમાં આવેલ મહાદેવને મંદિરે જાય. ઊંવા જઈ દર્શન કરે; ચોખા કે જારની વાટકી લૈ આવ્યાં હોય ઈ ઊંબરે ઠલવે ને સોપારી ને પૈસો મૂકે ને પાછાં ઘેરય આવે; ઘેરય આવીને માળા ફેરવે.

ઘરમાં નાનાંમોટાં છોકરાંની ભેળ હતી. છોકરાંઉંને થ્યું કે અમેય ડાડીમાની હારચે દર્શને જૈયે તો કેવી મજા! 'ડાડીમા, ડાડીમા' એક દી છોકરાઉંએ કીધું, 'તમે દર્શને જાવ તૈંયે અમને ભેગાં તેડી જાજ્યો, હોં! ઊંવાં શું થાય છે ઈ અમારે જોવું છે. કાલ તો તમારી મોરય મોરય અમે બધાં હડી કાઢતાંકને પોંચી જાશ્યું.' ડોસીમાં કયે, 'બે દી પછી શિવરાત્ય છે. તૈં તમે આવજ્યો. તે દી મહાપૂજા છે.'"

ગુજરાતીની ચાર મુખ્ય પ્રાદેશિક બોલીઓનાં મુખ્ય મુખ્ય લક્ષણોની આપણે અહીં સુધી ચર્ચા કરી. એમાંથી ઉત્તર ગુજરાતની અને મધ્ય ગુજરાતની બોલી (તેમજ કેટલેક અંશે ઝાલાવાડની બોલી) પરસ્પરને મળતી આવે છે. એને આપણે તળ **ગુજરાતની લોકબોલી** કહી શકીએ. એનું સર્વમાન્ય, શિષ્ટ રૂપ તે આપણા લેખનની ગુજરાતી ભાષા. સુરતી બોલી અને સૌરાષ્ટ્રી બોલીનું સ્વરૂપ તળ ગુજરાતીથી સ્પષ્ટ રીતે ઘણી નોંધપાત્ર બાબતોમાં જુદું પડે છે. એની ભૂમિકામાં ઐતિહાસિક પરિબળો રહેલાં છે, જેનાથી લાંબા ગાળામાં આ બોલીઓનું ઘડતર થયું છે.

આ પ્રાદેશિક બોલીઓ ઉપરાંત કેટલીયે **જાતિઓની વિશિષ્ટ બોલીઓ** ગુજરાતમાં બોલાય છે. ઉ. ત. કાઠિયાવાડમાં મેર, આહિર, કાઠીઓ,[૧૦] વાઘેરોની તેમજ દરિયાકિનારાના ખારવા, મેમણ, ખોજા

---

૯. એજન, પૃ. ૧૧૫-૧૧૬.

૧૦. આનાં અનેક દૃષ્ટાંતો મેઘાણી-સંકલિત 'સૌરાષ્ટ્રની રસધારા'માં મળશે.

વગેરેની બોલીઓ, ઉત્તર ગુજરાતમા ઠાકરડા, કોળી, ચોધરી વગેરેની બોલીઓ તેમ સિદ્ધપુર વગેરે સ્થળોના વોરાઓની બોલી,[૧૧] મધ્ય ગુજરાતના ધારાળા, બારૈયા[૧૨] ઇ૰ કોમોની બોલીઓ, ને દક્ષિણ ગુજરાતમા દૂબળા, રાનીપરજ વગેરની તેમજ પારસી[૧૩] જેવી કોમોની બોલીઓ, અને ડાગ-પચમહાલમા ભીલોની ભીલી ભાષા—એમ ભિન્ન ભિન્ન જાતિઓની બોલીઓ બોલાય છે, જે પ્રત્યેક વિશિષ્ટ અધ્યયન માગી લે છે

૧૧ વોરાઓની બોલીમા દત્યને સ્થાને વ્યાપકપણે મૂર્ધન્યનો પ્રયોગ, ડ્ નો ર્, ણ્ નો ન્, લઘુપ્રયત્ન યૂ નો લોપ, ઇ૰ ધ્યાનખેચતી વિશેષતાઓ છે ઉ ત 'ડાલભાટ' (=દાળભાત), 'ટારે' (=ત્યારે), 'ડીકરી' (=દિકરી), 'નઠી' (=નથી), 'ઘોરો' (=ઘોડો), 'ઘનો' (=ઘણો), 'લાવા' (=લાવ્યા), ઇ૰ આ બોલીના કેટલાક વિશિષ્ટ શબ્દપ્રયોગો પણ નોધપાત્ર છે ઉ ત 'કાસી' (=ક્યાથી), 'ટમુ ને' (=તમને), 'મે' (=હુ).

**વોરાઓની બોલીનો નમૂનો**

સકીના—'કાકાજી ! દસ રુપિયાના છુટ્ટા હસે ?

બાપ—'લે, સામે લગરા મુલ્લાની દુકાને પૂછ મારી કને નઠી નહિ તો મે આપટ'.

સકીના—(મુલ્લાને)-('દસની નોટનુ પરચુટન હસે ?'

મુલ્લા—'આ નોટ કાસી લાવી ? ટારા બાવાજીનુ નામ સુ ?'

સકીના—'અબદુલહુસેન મિઠાઇવાલા' (સામે ઊભેલા ઘોડાને જોઈને) 'આ ઘોરો ઘનો જ સારો છે એનો ડેખાવ અવ્વલ મજેનો ડેખાય છે'.

—જ્યૉર્જ એ ગ્રિયર્સનકૃત 'ભારતીય ભાષા-સમીક્ષા, ગ્રથ ૯, ભાગ ૨ જો, ગુજરાતી ભાષા', અનુવાદક કે કા શાસ્ત્રી, પૃ ૧૨૩

૧૨ સદ્ મેઘાણીના 'માણસાઇના દીવા'મા આના પ્રચુર ઉદાહરણો મળશે

૧૩. પારસી કોમની બોલીમા સુરતી બોલીનું અ ત સ્તર હોવા ઉપરાત કેટલીક ખાસ વિશેષતાઓ રહેલી છે ઉ ત 'પન' (=પણ), 'એવન' (=એઓ), 'આય' (=આ), 'વેર' (=અરસામા), 'વટીક' (=પણ), 'આવસ', 'કરસ' (=આવીશ, કરીશ), ઇ૰

# પ્રકરણ દસમું

## શબ્દ સિદ્ધિ : પૂર્વગ અને ઉપસર્ગ, તદ્ધિત અને કૃત્ પ્રત્યયો, સમાસ

શબ્દસિદ્ધિ—આપણી ભાષામાં વપરાતા શબ્દોમાંથી કેટલાક મૂળ કે સિદ્ધ શબ્દો હોય છે, તો કેટલાક સાધિત–અર્થાત્, મૂળ ઉપરથી સિદ્ધ થયેલા શબ્દો હોય છે. આ સાધિત શબ્દો શી રીતે સિદ્ધ થાય છે તેની સવિસ્તર ચર્ચા હવે કરીએ.

સાધિત શબ્દો ત્રણ રીતે બને છે : (૧) નામ કે ધાતુની પૂર્વે પૂર્વગ–ઉપસર્ગો લગાડવાથી, (૨) નામાદિકની પાછળ પ્રત્યયો લગાડીને, કે (૩) બે નામાદિક શબ્દો જોડી દઈને. આ ત્રણે પ્રકારોની ચર્ચા ક્રમશઃ 'પૂર્વગ–ઉપસર્ગ', 'તદ્ધિત અને કૃત્ પ્રત્યયો' અને 'સમાસ'નાં વિભાગમાં કરીશું.

---

પારસીજીવન નિરૂપતી પારસી લેખકની કોઇપણ વાર્તા–નવલકથામાં આનાં અનેક ઉદાહરણો મળશે.

નીચે ગ્રિયર્સને આપેલો નમૂનો જુઓ.

**પારસી બોલીનો નમૂનો**

"યેક સખસને બે છોકરા હતા. તેમાના ન્હાલ્લા છોકરાએ પોતાના બાવાને કેહ્યું, બાવા તમારી દોલતમાંથી જે હિસ્સો મારો થાય તે મુને આપો. તેથી તેને પોતાની દોલત તેવનગાં વેંચી આપી. ઘના દાહ્ડા થયા નઈ એટલામાં ન્હાલ્લા છોકરાએ પોતાની પુંજી એકથિ કરીને દુર દેસાવર ગિયો ને તાં ખરાબ હાલતની અંદર બદ્ધી ગુમાવી દીધી. યે વખતે તે દેસમાં મોહ્ટો દુકાલ પરિયો, તથી તે મોહ્ટી આફતમાં આવી પરિયો. ને તે દેસના મોટ્ટે ઘેરના માનસ પાસે જિયો ને તેના આસરામા રયો, તેને પોતાના ખેતરમાં ડુક્કર ચરાવવા સારુ તેને મોકલ્યો. ડુક્કર જે છાલાં ખાત હતા તે ખાઇને પેટ ભરવાને પન તે રાંજી હતો. પન તે પન કોઇએ તેને આપિયાં નહિ."

—ગ્રિયર્સન કૃત 'ભારતીય–ભાષા–સમીક્ષા' ગ્રંથ ૯, ભાગ ૨, અનુવાદક કે. કા. શાસ્ત્રી, પૃ. ૧૦૪.

**પૂર્વગ અને ઉપસર્ગ :** લક્ષણ—જે અવ્યયરૂપ પદો નામની, ધાતુની, કે ધાતુમાંથી બનેલા શબ્દોની પૂર્વે આવીને તેમના અર્થમાં ફેરફાર કરે છે તેમને પૂર્વગ કહે છે. ઉપસર્ગ પૂર્વગનો જ એક ખાસ પ્રકાર છે અને તે માત્ર ધાતુઓ કે ધાતુઓમાંથી વ્યુત્પન્ન થયેલા શબ્દોની પૂર્વે આવે છે. ઉપ-'પાસે' અને સર્ગ-'સૃજ્' ઉપરથી ઉપલક્ષાતાં-સૂચવાતાં 'ક્રિયાવાચક પદો.' અર્થાત્, જે પદો ક્રિયાવાચક શબ્દોની પૂર્વે આવે છે અને તેમની સાથે સંબંધ રાખે છે તે ઉપસર્ગ કહેવાય. પૂર્વગ અને ઉપસર્ગ સંસ્કૃતમાંથી તત્સમ રૂપે ગુજરાતીમાં આવ્યા છે અને તત્સમ શબ્દોમાં જ મોટે ભાગે તેમનો ઉપયોગ થાય છે. ગુજરાતી અને અરબી-ફારસી પૂર્વગ અને ઉપસર્ગ થોડાક છે. તેમની ચર્ચા પ્રકરણના છેવટના ભાગમાં કરી છે. પૂર્વગ-ઉપસર્ગવાળા તત્સમો ગુજરાતીમાં એટલા બધા વપરાય છે કે તેમને ગુજરાતી ભાષાના અંગરૂપ જ ગણી શકાય.

## ઉપસર્ગ

સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રમાં ૨૦ ઉપસર્ગો જણાવ્યા છે—અતિ, અધિ, અનુ, અપ, અપિ, અભિ, અવ, આ, ઉદ્, ઉપ, દુસ્ કે દુર્, નિ, નિસ્ કે નિર્, પરા, પરિ, પ્ર, પ્રતિ, વિ, સમ્ અને સુ.

સંસ્કૃત વ્યાકરણમાં ઉપસર્ગના ત્રણ પ્રકારના વ્યાપાર બતાવ્યા છે : (૧) ધાતુના અર્થમાં બાધા કરવી, ઊલટો જ અર્થ બતાવવો (જેમકે યોગ-મિલન, વિયોગ-મિલનનો અભાવ), (૨) ધાતુના અર્થને અનુસરવું (જેમકે ગમન, અનુગમનમાં ખાસ અર્થભેદ નથી), અને (૩) કોઈક સ્થળે ધાતુના અર્થમાં વિશેષતા આણવી. (જેમકે પ્રતાપ, પ્રભાવ, ઇત્યાદિ)

નીચે પ્રત્યેક[1] ઉપસર્ગના અર્થ અને તે જ ક્રમે દાખલા આપ્યા છે.

અતિ—૧. અતિશય, અત્યંત, શ્રેષ્ઠ. ૨. પેલી બાજુ.

૧. અતિસ્નેહ, અતિસાર, અત્યાદર, અતિરથી, અતિકાય.

---

૧ 'અપિ' ઉપસર્ગ સંસ્કૃતમાં 'અપિધાન' (ઢાંકણું) જેવા એક બે શબ્દોમાં જ વપરાય છે, ને તે શબ્દો ગુજરાતીમાં પ્રચલિત નથી. માટે 'અપિ' ઉપસર્ગનો આ વિવેચનમાં સમાવેશ કર્યો નથી.

૧. અતિક્રાન્ત (પેલે પાર ગયેલું), અતીત (પેલી બાજુ ગયેલું), અતિમાનુષ (મનુષ્યથી પર ગયેલું, અલૌકિક)

અધિ —૧. ઉપર, શ્રેષ્ઠ–અધિકાર, અધિપતિ, અધ્યક્ષ.

અનુ —૧. પાછળ, ૨. સરખું, સમાન. ૩. એક પછી એક, ક્રમશઃ

૧. અનુચર, અનુજ, અનુગમન, અનુસ્વાર, અનુવાદ.

૨. અનુકરણ, અનુવર્તન, અનુરૂપ, અન્વર્થ.

૩. અનુદિવસ, અનુક્રમ.

અપ —૧. હીન, ખરાબ. ૨. દૂર. ૩. વિરુદ્ધ.

૧. અપશબ્દ, અપકીર્તિ, અપયશ, અપકાર, અપવ્યય.

૨. અપહરણ (દૂર લઈ જવું તે), અપનયન (દૂર દોરી લઈ જવું તે)

૩. અપકર્ષ, અપમાન.

અભિ—૧. તરફ, પાસે, આગળ. ૨. અતિશય. ૩. ઉપર.

૧. અભિમુખ, અભિનંદન, અભિસાર.

૨. અભિનવ, અભીષ્ટ, અભિપ્રેત, અભ્યુન્નતિ.

૩. અભિષેક.

અવ —૧. નીચે, દૂર. ૨. હીન, ઊલટું. ૩. નિશ્ચિત.

૧. અવતાર, અવનત, અવલોકન, અવગાહન.

૨. અવમાનના, અવગણના, અવગુણ.

૩. અવધારણા, અવધાન.

આ —૧. પર્યન્ત, સુધી. ૨. ઊલટું, વિરુદ્ધ. ૩. થોડું. ૪. ચારે તરફ, આસપાસ, પુષ્કળ.

૧. આબાલવૃદ્ધ (બાળકથી માંડીને વૃદ્ધ સુધીના), આજન્મ (જન્મથી માંડીને), આકંઠ (કંઠ સુધી), આમરણાન્ત (મરણ સુધી).

૨. આગમન (જવાથી ઊલટી ક્રિયા–આવવું તે), આવર્તન, આદાન (દાન–આપવું તે, તેનાથી ઊલટું–'લેવું તે')
૩. આલક્ષ્ય (થોડા દેખાતા), આરક્ત (જરા રાતું, રતાશ પડતું).
૪. આચ્છાદન, આકર્ષણ, આધાર, આઘાત.

ઉદ્ —૧. ઉપર, ઊંચે. ૨. ઊલટું, વિરુદ્ધ. ૩. બહાર.
૧. ઉન્નતિ, ઉત્ક્રાન્તિ, ઉત્તેજન, ઉત્પ્રેક્ષા, ઉત્કંઠા.
૨. ઉચ્છૃંખલ, ઉદ્વાસન, ઉત્પથ, ઉચ્છ્વાસ.
૩. ઉદ્ગાર, ઉચ્ચાર.

ઉપ —૧. પાસે, તરફ. ૨. ગૌણ.
૧. ઉપસ્થાન, ઉપનયન, ઉપયોગ.
૨. ઉપકવિ, ઉપગ્રહ, ઉપાહાર, ઉપેક્ષા.

દુસ્ કે દુર્—૧. હીન, દુષ્ટ, ખરાબ. ૨. મુશ્કેલ.
૧. દુર્ગુણ, દુર્જન, દુરાચરણ, દુષ્કાળ, દુર્બુદ્ધિ.
૨. દુષ્પ્રાપ્ય (મુશ્કેલીથી મળે તેવું), દુઃસહ (મુશ્કેલીથી સહેવાય તેવું), દુર્ગમ (મુશ્કેલીથી જઈ શકાય તેવું), દુરારાધ્ય (મુશ્કેલીથી આરાધાય તેવું)

નિ —૧. નીચે. ૨. પુષ્કળ. ૩. અંદર.
૧. નિપાત.
૨. નિગ્રહ, નિધાન, નિયમ.
૩. નિમગ્ન.

નિસ્ કે નિર્—૧. બહાર. ૨. રહિત, વિના.
૧. નિઃસૃત (નીસરેલું), નિર્ગમન.
૨. નિર્દય, નિરંકુશ, નીરોગી, નિસ્તેજ, નિષ્કલંક, નિષ્કારણ.

પરા —૧. ઊલટું. ૨. સામે.
૧. પરાજય (જયથી ઊલટી ક્રિયા–હાર), પરાવર્તન (પાછું–ઊલટું કરવું તે)
૨. પરાક્રમ (સામે આક્રમણ કરવું તે)

૨. સુલભ, સુગમ, સુકર, સુસહ્ય.

૩. સુદૂર, સુદીર્ઘ.

ઉપસર્ગોથી ધાતુના અર્થમાં ખૂબ જ પરિવર્તન થઈ જાય છે. એક જ હૃ ધાતુ લઈએ તો જુદા જુદા ઉપસર્ગો લગાડવાથી તેના નીચે પ્રમાણે શબ્દો બને છે, જેમનો અર્થ એકબીજાથી તદ્દન ભિન્ન છે. પ્રહાર, આહાર, સંહાર, વિહાર, પરિહાર, ઇત્યાદિ. તેવી જ રીતે કૃ ધાતુને જુદા જુદા ઉપસર્ગો લાગીને બનેલા નીચેના શબ્દો એકબીજાથી કેવળ ભિન્ન છે.

પ્રકાર, સંકર (મિશ્રણ), આકાર, વિકાર, ઉપકાર, પ્રતિકાર (સામનો કરવો તે), પ્રતિકૃતિ (મૂળને અનુસરતી કૃતિ), અનુકૃતિ (અનુકરણ), દુષ્કૃત્ય, અધિકાર, સુકર, દુષ્કર, ઇત્યાદિ.

## પૂર્વગ

ઉપર કહેલા તત્સમ ઉપસર્ગો ઉપરાંત નીચેના તત્સમ પૂર્વગો પણ ગુજરાતીમાં વપરાય છે. કેટલાક પૂર્વગો અમુક ધાતુઓને પણ લાગે છે, છતાં તેમનો ઉપયોગ સામાન્ય (સર્વ ધાતુઓને લાગુ પડે તેવો) નથી માટે તે ઉપસર્ગ ગણાતા નથી. પૂર્વગો અને પૂર્વગ સમ અવ્યયો નીચે પ્રમાણે છે—

અ, અધઃ, અન્, અંતર્, અમા, અલમ્, આવિસ્, ઇતિ, કુ, ચિરમ્, તિરસ્, દિવા, ધિક્, ન, નમસ્, નાના, પશ્ચાત્, પુનર્, પુરસ્, પુરા, પૃથક્, પ્રાક્, પ્રાતર્, પ્રાદુર્, બહિર્, મિથ્યા, વૃથા, સ કે સહ, સદ્, સાક્ષાત્, સાયમ્, સ્વ અને સ્વયમ્.

### પૂર્વગના અર્થ અને ઉદાહરણો

અ—નહીં (વ્યંજનથી શરૂ થતા શબ્દો પૂર્વે જ આવે છે.)—અધર્મ, અન્યાય, અનીતિ.

અધઃ—નીચે-અધોગતિ.

અન—નહીં (સ્વરથી શરૂ થતા શબ્દો પૂર્વે જ આવે છે.)—અનિષ્ટ, અનેક, અનાસ્થા, અનુત્તર, અનાયાસ.

**સ કે સહ**—સાથે-સફલ, સહવાસ, સકામ, -
—સરખું, સમાન-સગોત્ર, સજાતીય
**સદ્**—સારું, સરસ-સજ્જન, સત્કર્મ, સત્પુત્ર.
**સાક્ષાત્**—પ્રત્યક્ષ-જ્ઞની પૂર્વે આવે છે.-સાક્ષ
**સાયમ્**—સાંજનું-સાયંસંધ્યા, સાયંકાલ.
**સ્વ**—પોતાનું-સ્વદેશ, સ્વજન, સ્વરૂપ, સ્વરા
**સ્વયમ્**—જાતે, પોતે-સ્વયંવર, સ્વયંભૂ, :

કેટલાક પૂર્વગોને તન (નું, તણું) વિશેષણ બને છે. જેમકે, પુરાતન, હ્યસ્તન, અર્વાચીન, સમીચીન, ઇત્યાદિ.

## ફારસી-અરબી

નીચેના ફારસી-અરબી પૂર્વગો ગુ
ગયા છે. સાધારણ રીતે એ પૂર્વગો ફા
પરંતુ કેટલીક વાર તેમના સામ્યથી ગુજ . ં

**કમ**—ઓછું, ખરાબ-કમજોર, કમનસીબ
**ખૂબ**—સરસ-ખૂબસૂરત.
**ખુશ**—રોચક, ખુશ કરે તેવું-ખુશખબર,
**ગેર**—(અરબી) ઊલટું, વિના-ગેરઆબરૂ
વાજબી, ગેરફાયદે.
**દર**—પ્રત્યેક-દરરોજ, દરસાલ.
**ના**—નહીં, અભાવદર્શક-નાપસંદ, નાલાયક,
**પેશ**—આગળ-પેશકદમી, પેશકશી.
**બ**—પ્રમાણે-બદસ્તૂર (દસ્તૂર-રિવાજ મુજબ)
**બદ**—ખરાબ-બદનામ, બદસૂરત, બદસિકલ.
**બર**—બાજુ, મુજબ-બરતરફ, બરદાસ્ત.
**બિન**—(ઉર્દૂ)-વિના-બિનકસૂર, બિનહરકત.

બે—ઊલટું-બેઆબરૂ, બેઈમાન, બેકદર, બેદરકાર, બેહદ, બેહોશ.
બેલા—વિના-બેલાશક.
લા—(અરબી) નહીં-લાચાર, લાઈલાજ, લાપરવાહ.
સર—મુખ્ય-સરપંચ, સરકાર, સરદાર, સરપેચ.
હમ—સમાન, પૂર્ણ-હમદર્દી, હમજાત.
હર—દરેક-હરરોજ, હરવખત

### કેટલાક તદ્ભવ[2] ગુજરાતી પૂર્વગો

અ—નહીં, અભાવદર્શક-અજાણ, અબોલા, અઘટિત.
અદ કે અધ—અર્ધું (સં. अर्ध ઉપરથી)-અદકચરું, અધગાઉ, અધવાલ.
અણ—નહીં (સં. अन् ઉપરથી)-અણગમતું, અણઘટતુ, અણછાજતું, અણઆવડત.
અણ—અનુસરતું, જેવું (સં. अनु ઉપરથી)-અણસાર, અણવર.
અવ—હીન, અવળું (સં. अव ઉપરથી)-અવગતિયો, અવક્રિયા, અવગુણ.
અળ—ખરાબ-અળવીતરું, અળખામણુ
આડ—નાનું, ગૌણ-આડવાટ, આડકથા, આડદિવસ.
ક—(સં. कु ઉપરથી)-કપાતર, કદહાડો,
દુ—દુષ્ટ, ખરાબ-દુકાળ, દૂબળું.
ન—(સં. निर् કે न ઉપરથી)-નલાજો, નશરમો, નગુણો, નફકરો.
પડ—સામું (સં. प्रति ઉપરથી)-પડકાર, પડછાયો, પડોશી, પડથાર, પડકમણું.
ભર—પૂર્ણ-ભરદિવસે, ભરજુવાની, ભરરસ્તે, ભરબજારે.
વણ—વિના, રહિત (સં. विना ઉપરથી)-વણપૂછ્યું, વણમાગ્યું.
સ—સારું (સં. सु કે सद् ઉપરથી)-સખરો, સકકરમી.
હીણ—ખરાબ, હીન (સં. हीन ઉપરથી)-હીણકમાઉ.

સંસ્કૃત-પ્રાકૃત પરથી ઊતરી આવેલા આવા ઘણા પૂર્વગો ગુજરાતીમાં વપરાય છે. કેટલાક મૂળ સ્વતંત્ર શબ્દો ઘસાઈને પૂર્વગ જેવા બની

---

૨ સંસ્કૃતમાંથી પ્રાકૃત અપભ્રંશ દ્વારા પરિવર્તન પામીને આવેલા.

સ કે સહ—સાથે-સફલ, સહવાસ, સકામ, સબલ.
—સરખું, સમાન-સગોત્ર, સજાતીય, સબ્રહ્મચારી.
સદ્—સારું, સગ્સ-સજ્જન, સત્કર્મ, સત્પુત્ર.
સાક્ષાત્—પ્રત્યક્ષ-કૃની પૂર્વે આવે છે.-સાક્ષાત્કાર.
સાયમ્—સાજનુ-સાયંસંધ્યા, સાયંકાલ.
સ્વ—પોતાનુ-સ્વદેશ, સ્વજન, સ્વરૂપ, સ્વરાજ્ય.
સ્વયમ્—જાતે, પોતે-સ્વયંવર, સ્વયંભૂ, સ્વયંસેવક.

કેટલાક પૂર્વગોને तन (નું, તણું) અને ईन પ્રત્યયો લાગવાથી વિશેષણ બને છે. જેમકે, પુરાતન, હ્યસ્તન, પ્રાક્તન, સનાતન, પ્રાચીન, અર્વાચીન, સમીચીન, ઇત્યાદિ.

## ફારસી-અરબી પૂર્વગો

નીચેના ફારસી-અરબી પૂર્વગો ગુજરાતીમાં ખૂબ પ્રચલિત થઈ ગયા છે. સાધારણ રીતે એ પૂર્વગો ફારસી-અરબી શબ્દોને જ લાગે છે, પરંતુ કેટલીક વાર તેમના સામ્યથી ગુજરાતી શબ્દોને પણ લાગ્યા હોય છે.
કમ—ઓછું, ખરાબ-કમજોર, કમનસીબ
ખૂબ—સરસ-ખૂબસૂરત.
ખુશ—રોચક, ખુશ કરે તેવું-ખુશખબર, ખુશબો, ખુશમિજાજ.
ગેર—(અરબી) ઊલટું, વિના-ગેરઆબરૂ, ગેરહાજર, ગેરસમજ, ગેરવાજબી, ગેરકાયદે.
દર—પ્રત્યેક-દરરોજ, દરસાલ.
ના—નહીં, અભાવદર્શક-નાપસંદ, નાલાયક, નાખુશ, નામર્દ, નારાજ.
પેશ—આગળ-પેશકદમી, પેશકશી.
બ—પ્રમાણે-બદસ્તૂર (દસ્તૂર-રિવાજ મુજબ)
બદ—ખરાબ-બદનામ, બદસૂરત, બદસિકલ.
બર—બાજુ, મુજબ-બરતરફ, બરદાસ્ત.
બિન—(ઉર્દૂ)-વિના-બિનકસૂર, બિનહરકત.

બે—ઊલટુ-બેઆબરૂ, બેઈમાન, બેકદર, બેદરકાર, બેહદ, બેહોશ
બેલા—વિના-બેલાશક
લા—(અરબી) નહીં-લાચાર, લાઈલાજ, લાપરવાહ
સર—મુખ્ય-સરપંચ, સરકાર, સરદાર, સરપેચ
હમ—સમાન, પૂર્ણ-હમદર્દી, હમજાત
હર—દરેક-હરરોજ, હરવખત

### કેટલાક તદ્‌ભવ[2] ગુજરાતી પૂર્વગો

અ—નહીં, અભાવદર્શક-અજાણ્યુ, અબોલા, અઘટિત
અદ કે અધ—અર્ધું (સં अर्ध ઉપરથી)-અદકચરું, અધગાઉ, અધવાલ
અણ—નહીં (સં अन् ઉપરથી)-અણગમતું, અણઘટતું, અણછાજતું, અણઆવડત
અણ—અનુસરતું, જેવુ (સં अनु ઉપરથી)-અણુસાર, અણવર
અવ—હીન, અવળુ (સં अव ઉપરથી)-અવગતિયો, અવક્રિયા, અવગુણ
અળ—ખરાબ-અળવીતરું, અળખામણું
આડ—નાનું, ગૌણ-આડવાટ, આડકથા, આડદિવસ.
ક—(સં कु ઉપરથી)-કપાતર, કદહાડો,
દુ—દુષ્ટ, ખરાબ-દુકાળ, દૂબળું
ન—(સં निर् કે न ઉપરથી)-નવાજો, નફરમો, નગુણો, નફકરો
પડ—સામુ (સં प्रति ઉપરથી)-પડકાર, પડછાયો, પડોશી, પડથાર, પડકમણું
ભર—પૂર્ણ-ભરદરિયે, ભરજુવાની, ભરરસ્તે, ભરબજારે
વણ—વિના, રહિત (સં विना ઉપરથી)-વણપૂછ્યુ, વણમાગ્યું
સ—સારું (સં सु કે सद् ઉપરથી)-સખરો, સકરમી
હીણ—ખરાબ, હીન (સં हीन ઉપરથી)-હીણકમાઉ

સંસ્કૃત-પ્રાકૃત પરથી ઊતરી આવેલા આવા ઘણા પૂર્વગો ગુજરાતીમાં વપરાય છે કેટલાક મૂળ સ્વતંત્ર શબ્દો ઘસાઈને પૂર્વગ જેવા બની

---

[2] સંસ્કૃતમાંથી પ્રાકૃત અપભ્રંશ દ્વારા પરિવર્તન પામીને આવેલા.

ગયા છે. જેમકે, અદકચરું, અધવાલ, વણપ્રીછયો, હીણકમાઉ, વગેરેમાં 'અર્ધ' 'વિના' 'હીન' જેવા સ્વતંત્ર શબ્દો ઘસાઈને પૂર્વગ જેવા બની ગયા છે. આવા મૂળ નામ કે વિશેષણમાંથી બનેલા ઘણા પૂર્વગો તદ્દભવ શબ્દોમાં મળી આવે છે.

## તદ્ધિત અને કૃત્ પ્રત્યયો

**તદ્ધિત પ્રત્યયો**—ક્રિયાપદ સિવાયનાં સર્વ પદને–નામ, સર્વનામ, વિશેષણ અને અવ્યયને જે પ્રત્યયો લાગે છે તેમને **તદ્ધિત પ્રત્યય** કહે છે. તદ્ધિત એટલે 'તત્'–'તદ્' સર્વનામનું વિભક્તિપ્રત્યયવાળું રૂપ (અર્થાત્, નામસર્વનામાદિકનાં રૂપ), તેને 'હિત'–યોગ્ય લાગુ પડી શકે તેવા (પ્રત્યય). ટૂંકામાં **નામાદિક પદોને લગતા પ્રત્યય તે તદ્ધિત.** આ પ્રત્યયો ક્રિયાપદ (ધાતુ) ને લાગતા પ્રત્યયોથી ભિન્ન છે.

તદ્ધિત પ્રત્યયોમાંથી કેટલાક તત્સમ (સંસ્કૃત) છે, કેટલાક તદ્દભવ (ગુજરાતી) છે, અને કેટલાક ફારસી–અરબી છે.

## તત્સમ કે સંસ્કૃત તદ્ધિત પ્રત્યયો

| તદ્ધિત પ્રત્યયનો પ્રકાર (અર્થદર્શક) | તદ્ધિત પ્રત્યય | તેને યોગે મૂળ શબ્દમાં વિકાર કે ફેરફાર | દાખલા |
|---|---|---|---|
| (૧) જ્ઞાતૃવાચક ('જાણનાર,' 'અધ્યયન કરનાર' એ અર્થમાં) | अ | આદિ સ્વરની વૃદ્ધિ અને અંત્ય 'અ' નો લોપ | વૈયાકરણ (વ્યાકરણનું અધ્યયન કરનાર) |
| | इक | ,, | આલંકારિક (અલંકારનો અભ્યાસી) નૈયાયિક (ન્યાય કે તર્કશાસ્ત્ર જાણનાર) પૌરાણિક (પુરાણોનો અભ્યાસી) |
| | अक | — | મીમાંસક (મીમાંસા જાણનાર) |
| (૨) અપત્યાર્થવાચક (અપત્ય પુત્ર કે પુત્રી અને વંશજના અર્થમાં) | अ | આદિ સ્વરની વૃદ્ધિ | પાર્વતી (પર્વતની પુત્રી), ભાર્ગવ (ભૃગુનો પુત્ર કે વંશજ), યાદવ, (યદુનો પુત્ર કે વંશજ), પાર્થ (પૃથા –કુંતાનો પુત્ર), પાંચાલી (પાંચાલ –પંચાલોનો રાજા–તેની પુત્રી) |
| | इ | ,, | દાશરથિ (દશરથનો પુત્ર), કાર્ષ્ણિ (કૃષ્ણનો પુત્ર–મદન) |
| | एय | ,, | ગાંગેય (ગંગાનો પુત્ર), વૈનતેય (વિનતાનો પુત્ર), કૌન્તેય (કુંતાનો પુત્ર), ભાગિનેય (ભગિની–બહેનનો પુત્ર) |
| | य | ,, | દૈત્ય (દિતિના વંશજ), |

| | | | |
|---|---|---|---|
| | | | શાંડિલ્ય (શંડિલના પુત્ર કે વંશજ) જામદગ્ન્ય (જમદગ્નિના પુત્ર), યાજ્ઞવલ્કય (યજ્ઞવલ્કના પુત્ર) |
| (૩) પ્રકૃતિ કે ઉત્પત્તિસ્થાન-વાચક ('–માં થયેલું, બનેલું વસેલું' એ અર્થમાં) | ईय | — | સ્વસ્રીય (બહેનનો પુત્ર ભાણેજ) |
| | य | — | તાલવ્ય (તાલુ-તાળવામાંથી આવેલું, થયેલું) વન્ય (વનમાં થયેલું) ગ્રામ્ય (ગામમાં બનેલું, વસેલું) અન્ત્ય (અંતમાં વસેલું, રહેલું) |
| | त्य | આદિ સ્વરની વૃદ્ધિ | દાક્ષિણાત્ય (દક્ષિણમાં થયેલું) પાશ્ચાત્ય ('પશ્ચાત્'–પશ્ચિમમાં થયેલું) પૌરસ્ત્ય (પુરસ્–પૂર્વમાં થયેલું) અમાત્ય (પાસે રહેલો અધિકારી) અત્રત્ય (અહીં થયેલું, બનેલું) |
| | म | — | મધ્યમ (મધ્યમાં રહેલું) અધમ (અધસ્–નીચે પડેલું, રહેલું) |
| (૪) સંબંધવાચક ('–ના સંબંધી', 'તત્સંબંધી' એ અર્થમાં) | इक | આદિ સ્વરની વૃદ્ધિ ને અંત્ય 'અ'નો લોપ | માનસિક (મન સંબંધી, મનને લગતું), ધાર્મિક (ધર્મ સંબંધી), વાર્ષિક (વર્ષ સંબંધી, વર્ષને લગતું), નૈસર્ગિક, પ્રામાણિક, સામયિક, આધ્યાત્મિક (નોંધ–'રસિક' 'ધનિક' માંનો 'ઇક' ઉપરના પ્રત્યયથી જુદો છે) |
| | अ | ,, | પાંચાલ (પાંચાલોનો સ્વામી), માગધી (મગધ દેશની ભાષા), |

| | | | |
|---|---|---|---|
| | | | વૈશાખ (વિશાખા નક્ષત્રના સંબંધવાળો માસ), ચાન્દ્ર (ચન્દ્રને લગતો) |
| | इय | ,, | રાષ્ટ્રિય, શ્રોત્રિય. |
| | ईय | — | મદીય ( મારું ), ત્વદીય ( તારું ), રાજકીય, પાણિનીય. |
| | ईन | — | કુલીન, ગ્રામીણ, નવીન, વિશ્વજનીન. |
| | य | આદિ સ્વરની વૃદ્ધિ | પાદ્ય (પગ ધોવા માટેનું પાણી), અર્ઘ્ય, નૈવેદ્ય, વધ્ય |
| (૫) વિકૃતિ કે પરિણામવાચક (–'નું બનેલું' 'માંથી પરિણમેલું' એ અર્થમાં) | मय | — | વાઙ્મય ( વાણીનુ બનેલું, વાણીનુ પરિણામ–સાહિત્ય ), મૃદ્દ્મય (માટીનુ બનેલું), કાષ્ઠમય, તન્મય, ઇત્યાદિ |
| | य | — | દ્રવ્ય ( દ્રુ–વૃક્ષનું બનેલું, વૃક્ષમાંથી પરિણમેલું તે ) ·<br>ગવ્ય ( ગાયમાંથી પરિણમેલું તે ) |
| | सात् | — | ભસ્મસાત્, આત્મસાત્. |
| (૬) ભાવવાચક | त्व | — | ગુરુત્વ ( મોટાપણું ), બ્રાહ્મણત્વ (બ્રાહ્મણપણું), પુરુષત્વ, મનુષ્યત્વ. |
| | ता | — | ગુરુતા, મધુરતા, બ્રાહ્મણતા. |
| | य | આદિ સ્વરની વૃદ્ધિ અને અન્ત્ય 'અ' નો લોપ | સ્વાસ્થ્ય ( સ્વસ્થપણું ) સૌંદર્ય, વાણિજ્ય, ઐક્ય, ચૈતન્ય. |
| | अ | ,, | માર્દવ, લાઘવ, યૌવન, મૌન, કૌમાર. |
| | इमन् | અંત્ય સ્વરનો લોપ | લઘિમા, કાલિમા, રક્તિમા, નીલિમા, અણિમા, મહિમા. |

| | | | |
|---|---|---|---|
| (૭) સ્વામિત્વ-વાચક (-વાળું, યુક્ત એ અર્થમાં) | मत् | — | ધીમાન્ ('ધીમત્' નું પ્રથમા એકવચન), શ્રીમાન્ ('શ્રીમત્' નું પ્રથમા એકવચન) |
| | वत् | — | ભાસ્વાન્, લક્ષ્મીવાન્, ધનવાન્, (શબ્દને અંતે કે ઉપાન્તે 'અ' કે 'આ' કે 'મ' હોય તો મત્‌ને બદલે વત્ લાગે છે.). |
| | | | નોંધ—ગુજરાતીમાં છેલ્લા વ્યંજનમાં 'અ' ઉમેરીને બોલાય છે. જેમકે, બુદ્ધિમાન, ધનવાન, જ્ઞાનવાન, ઇત્યાદિ. માટે અ-કાર ઉમેરીને જ લખવું. |
| | इक | અંત્ય સ્વરનો | રસિક, ધનિક, ક્રમિક. |
| | इन् | લોપ | પક્ષી (પક્ષિન્—પક્ષવાળો—નું પ્રથમા એ. વ) વિદ્યાર્થી, યોગી, ધની. |
| | इन | — | ફેનિન, મલિન. |
| | विन् | — | તેજસ્વી, (તેજસ્વિન્ નું પ્ર. એ. વ.) યશસ્વી, માયાવી, મેધાવી. |
| | मिन् | — | વાગ્મી (વાણીનો સ્વામી), સ્વામી. |
| | आट, आल | — | વાચાટ (વાતોડિયો), વાચાળ. |
| | आलु | — | દયાળુ |
| | ल | — | વત્સલ, પાંસુલ (ધૂળવાળું), ફેનલ (ફીણવાળું). |
| | इल | — | ફેનિલ, જટિલ, પંકિલ. |
| | वल | — | કૃષીવલ (ખેતીવાળો—ખેડૂત), રજસ્વલા (નારી) |

| | | | |
|---|---|---|---|
| | उर | — | દંતુર. |
| | र | — | મધુર, પાણ્ડુર. |
| | श | — | રોમશ (રોમ-વાળવાળો), કપિશ. |
| | इत | — | પ્રતિબિંબિત (પ્રતિબિંબવાળું બનેલું), કંટકિત (કંટકવાળું થયેલું), પુલકિત (પુલક રોમાંચવાળું થયેલું), કુસુમિત, ફલિત, દુઃખિત. |
| (૮) સ્વાર્થવાચક (મૂળ શબ્દનો જ અર્થદર્શાવે-પોતાનો વિશેષ અર્થ ન હોય તેવા પ્રત્યય) | य | આદિ સ્વરની વૃદ્ધિ | ચાતુર્માસ્ય (ચાતુર્માસ), સૌદર્ય (ભાઈ કે સોદર), સૌખ્ય. |
| | अ | ,, | દૈવ, દૈવત, બાન્ધવ, પ્રાજ્ઞ. |
| | क | — | બાળક (બાળ), વાલુકા (વાલુ, રેતી), |
| | धेय | — | નામધેય ( નામ ) |
| | | | ભાગધેય ( ભાગ્ય ) |
| (૯) તુલનાવાચક કે ઉત્કર્ષવાચક | ता | — | દેવતા |
| | तर-तम | — | પ્રિયતર ( વધારે વહાલું ) |
| | | આદિ સ્વરનો | પ્રિયતમ ( સૌથી વહાલું ) |
| | ईयस्-इष्ठ | ગુણ, અંત્ય | શ્રેયસ્ ( વધારે સારું ) |
| | | સ્વરનો લોપ | શ્રેષ્ઠ ( સૌથી સારું ) |
| | | | પ્રેયસ્ ( વધારે પ્રિય ) |
| | | | જ્યેષ્ઠ ( સૌથી મોટું ) |
| (૧૦) લઘુતા, અનુકંપા કે તિરસ્કારવાચક | क | — | અશ્વક ( ખરાબ, નકામો ઘોડો ) |
| | | | પુત્રક ( બિચારો, દયાપાત્ર પુત્ર ) |
| | | | નાટિકા ( નાનું નાટક ) |
| | र | | કુટીર |
| | तर | — | વત્સતર ( વાછરડું ) |
| (૧૧) ઇષદ્-ન્યૂનતાવાચક- | कल्प | | દ્વીપકલ્પ ( દ્વીપ થવામાં સહેજ ન્યૂન, અપૂર્ણ ) |

| | | | |
|---|---|---|---|
| (થોડી, કંઈક અપૂર્ણતા દર્શાવનાર) | प्राय | — | મૃતપ્રાય (મરવામાં સહેજ બાકી), |
| | | — | નષ્ટપ્રાય. |
| (૧૨) અલ્પતાવાચક (સર્વનામમાંથી વિશેષણ બનાવે છે.) | चित् | — | કિંચિત્ ( કાંઈ પણ ) |
| | अपि | — | કિમપિ ( કાંઈ પણ ) |
| (૧૩) સ્થળવાચક- (સર્વનામમાંથી અવ્યય બનાવે છે.) | त्र | — | સર્વત્ર, અત્ર, તત્ર. |
| (૧૪) રીતિવાચક- (સર્વનામમાંથી અવ્યય બનાવે છે.) | था | — | યથા, સર્વથા, અન્યથા. |
| | धा | — | અનેકધા (અનેક રીતે), દ્વિધા. |
| | शः | — | બહુશઃ, અનેકશઃ |
| (૧૫) કાલવાચક- (સર્વનામમાંથી અવ્યય બનાવે છે.) | दा | — | યદા, સર્વદા, એકદા. |
| (૧૬) સાધન કે કરણવાચક — (નામ કે સર્વનામમાંથી અવ્યય બનાવે છે.) | तस् | — | યત્નતઃ, અર્થતઃ, સ્વતઃ |
| (૧૭) સંબંધવાચક- (અવ્યય ઉપરથી વિશેષણ બનાવે છે.) | तन | — | ચિરંતન (ચિરકાલીન), પુરાતન. સનાતન, હ્યસ્તન, નૂતન. |
| | ईन | — | પ્રાચીન (પહેલાંના કાળનું), અર્વાચીન, સમીચીન. |

## તદ્ધિત રૂપે પ્રયોજાતા કેટલાક તત્સમ શબ્દો

કેટલાક તત્સમ શબ્દોનો પ્રયોગ તદ્ધિત પ્રત્યયો જેવો થાય છે. એ શબ્દોનો સ્વતંત્ર પ્રયોગ ભાગ્યે જ થાય છે. ઘણુંખરું એ સમાસના પૂર્વ કે ઉત્તર પદ રૂપે જ આવે છે અને એમની સાથે સમાસ પામેલા મુખ્ય શબ્દના અર્થમાં વિશેષતા આણે છે. એ શબ્દો નીચે પ્રમાણે છે—

**અધીન**—તાબે-આત્માધીન, સ્વાધીન, પરાધીન.
**અંકિત**—ચિહ્નિત-આજ્ઞાંકિત, સ્નેહાંકિત.
**અંતર**—અન્ય-ભાષાંતર, રૂપાંતર, દેશાંતર.
**અન્વિત**—યુક્ત-દુઃખાન્વિત, ભયાન્વિત.
**અતીત**—પર, દૂર ગયેલું-કલ્પનાતીત, કાલાતીત.
**અભિમુખ**—પ્રતિ, તરફ-પૂર્વાભિમુખ, મરણાભિમુખ.
**અર્થી**—ઇચ્છાવાળો-વિદ્યાર્થી, ધનાર્થી.
**અર્હ**—યોગ્ય-પૂજાર્હ, માનાર્હ, પૂજનાર્હ.
**આક્રાન્ત**—ગ્રસ્ત-ભયાક્રાન્ત, દુખાક્રન્ત.
**આતુર**—ઉત્સુક-ચિંતાતુર, કામાતુર.
**આકુલ**—વ્યાકુલ, ગભરાયેલો-ભયાકુલ, ચિંતાકુલ.
**આપત્તિ**—ઘટના-ઇષ્ટાપત્તિ, અર્થાપત્તિ.
**આપન્ન**—યુક્ત-દુઃખાપન્ન.
**આવહ**—લાવનાર, ઉત્પન્ન કરનાર-સુખાવહ, હિતાવહ.
**આર્ત**—પીડિત-શોકાર્ત, તૃષાર્ત, દુઃખાર્ત.
**આરોપ**—આરોપણ કરવું તે-દોષારોપ, મિથ્યારોપ.
**આસ્પદ**—પાત્ર-લજ્જાસ્પદ, શંકાસ્પદ, હાસ્યાસ્પદ.
**આઢ્ય**—પૂર્ણ-બલાઢ્ય, ધનાઢ્ય, ગુણાઢ્ય.
**ઇષણા**—ઇચ્છા, અભિલાષા-વિત્તૈષણા, પુત્રૈષણા, લોકૈષણા.
**ઉત્તર**—પર, ઊંચું-લોકોત્તર.
**ઉન્મુખ**—સમીપ-વિજયોન્મુખ, મરણોન્મુખ.
**કર**—કરે તેવું-હિતકર, દુઃખકર, શ્રેયસ્કર, પ્રભાકર.
**કાર**—કરનાર-ગ્રંથકાર, સુવર્ણકાર, કુંભકાર.

**કાલીન**—સમયનું-પૂર્વકાલીન, સમકાલીન, ઉત્તરકાલીન.
**ગત**—પડેલું, ગયેલું-મનોગત, દષ્ટિગત, ગતવૈભવ, ગતપ્રાણ.
**ગમ્ય**—જણાય તેવું, જોવ-પ્રવાસગમ્ય, બુદ્ધિગમ્ય.
**ગ્રસ્ત**—ગળેલું-વ્યાધિગ્રસ્ત, ચિંતાગ્રસ્ત.
**ચ્યુત**—પડેલું, ભ્રષ્ટ થયેલું-પદચ્યુત, ધર્મચ્યુત.
**જન્ય**—ઉદ્ભવેલું-સ્પર્શજન્ય, અજ્ઞાનજન્ય.
**જીવી**—વડે જીવતું-ધનજીવી, રૂપજીવી, શ્રમજીવી.
**દર્શી**—જોનાર-સૂક્ષ્મદર્શી, દીર્ઘદર્શી.
**દ**—આપનાર-સુખદ, દુઃખદ, જલદ.
**દાયી**—આપનાર-કલ્યાણદાયી, મોક્ષદાયી.
**ધર**—ધારણ કરનાર-જલધર, પયોધર, શસ્ત્રધર.
**નિષ્ઠ**—પરાયણ-કર્મનિષ્ઠ, ધર્મનિષ્ઠ.
**પર**—પરાયણ, તરફ વૃત્તિવાળો-સ્વાર્થપર, તત્પર.
**પરાયણ**—મગ્ન-ભક્તિપરાયણ, ધર્મપરાયણ, સ્વાર્થપરાયણ.
**બાહ્ય**—બહારનું, વિરુદ્ધ-ધર્મબાહ્ય, જાતિબાહ્ય.
**ભાવ**—સંબંધ, વૃત્તિ-સ્થાયીભાવ, બાહ્યભાવ, બંધુભાવ, કાર્યકારણભાવ.
**ભૂત**—જેવું બનેલું-અંગભૂત, નિમિત્તભૂત, પ્રમાણભૂત.
**માત્ર**—કેવળ-ક્ષણમાત્ર, લેશમાત્ર, નિમિત્તમાત્ર.
**લબ્ધ**—પ્રાપ્ત-લબ્ધપ્રતિષ્ઠ.
**શત્રુ**—દુશ્મન, વિરોધી-જ્ઞાનશત્રુ, હિતશત્રુ.
**શીલ**—સ્વભાવવાળો-સહનશીલ, દાનશીલ, અધ્યયનશીલ.
**શૂન્ય**—વિનાનો-બુદ્ધિશૂન્ય, જ્ઞાનશૂન્ય.
**સાધ્ય**—પ્રાપ્ય-કષ્ટસાધ્ય, યત્નસાધ્ય.
**સ્થ**—રહેલું, વસેલું-ધ્યાનસ્થ, સ્વર્ગસ્થ.
**હીન**—વિનાનું-વિદ્યાહીન, જ્ઞાનહીન, ગતિહીન.

## તત્સમ કે સંસ્કૃત કૃત્ પ્રત્યયો

**કૃત્ પ્રત્યય**—જે પ્રત્યયો ધાતુને લાગે છે તેમને કૃત્ પ્રત્યય કહે છે. 'કૃત્' એટલે 'કૃ આદિ (ક્રિયાવાચક પદો) ને લાગતા.' આ પ્રત્યયો લાગવાથી ધાતુનાં નામ અને વિશેષણ બને છે. આપણે કૃદંતના

પ્રકરણમાં જોઈ ગયા કે જેને અંતે કૃત્–પ્રત્યયો હોય છે તેમને કૃદંત કહે છે. એ જ કૃત્ પ્રત્યયોની અહીં ચર્ચા કરીએ. નીચેના તત્સમ કૃત્–પ્રત્યયો ગુજરાતીમાં ઘણા પ્રચલિત છે.

| કૃત્ પ્રત્યય | કૃત્ પ્રત્યયનો અર્થ | કૃત્ પ્રત્યયને યોગે ધાતુમાંથતાફેરફાર | દાખલા |
|---|---|---|---|
| (૧) अ | કર્તૃવાચક-કરનાર, કર્તા એ અર્થમાં (સામાન્ય નામ છે.) | ધાતુના અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. પ્રત્યય વિકારક છે. | चुर्–ચોર, सृप्–સર્પ.<br>कृ–ભયંકર, દિવાકર, વિકાર (પ્રેરક)<br>वद्–સંવાદ, વિવાદ (પ્રેરક)<br>श्रम्–વિશ્રામ (પ્રેરક) |
| (૨) अक | ,, | અંત્ય સ્વર અને ઉપાંત્ય 'અ' ની વૃદ્ધિ થાય છે. | नी–નાયક. गै–ગાયક.<br>कृ–કારક. पच्–પાચક. |
| (૩) अन | ,, | અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | रम्–રમણ. नन्द्–નન્દન.<br>विमुच्–વિમોચન. |
| (૪) इन् | ,, | ,, | त्यज्–ત્યાગી. युज्–યોગી.<br>सयम्–સંયમી. |
| (૫) तृ | ,, | ,, | कृ–કર્તા. भृ–ભર્તા.<br>नी–નેતા. सृज्–સ્રષ્ટા.<br>वच्–વક્તા. |
| (૬) उ | | અવિકારક | भिक्ष्–ભિક્ષુ इष्–ઇચ્છુ, તિતિક્ષુ. |
| (૭) अन | કરણવાચક કે સાધનવાચક | અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | चर्–ચરણ (જેનાથી ચલાય છે તે, પગ.)<br>वद्–વદન. कृ–કરણ.<br>शी–શયન. |

| | | | |
|---|---|---|---|
| (૮) त्र | કરણવાચક કે સાધનવાચક | ,, | नी–નેત્ર. श्रु–શ્રોત્ર.<br>पा–પાત્ર. शस्–શસ્ત્ર. |
| (૯) अ | ક્રિયાવાચક કે ભાવવાચક | વિકારક–અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | नी–નય, વિનય.<br>भू–સંભવ, પ્રભવ.<br>स्मृ–સ્મર. दिव्–દેવ. |
| (૧૦) अन | ,, | ,, | स्पष्टीकृ–સ્પષ્ટીકરણ.<br>अपहृ–અપહરણ.<br>रक्ष्–રક્ષણ. मृ–મરણ.<br>भुज्–ભોજન. शी–શયન.<br>घट्–ઘટન, ઘટના (નારીજાતિ) |
| (૧૧) आ | ,, | અવિકારક–ધાતુમાં ફેરફાર થતો નથી. | रच्–રચન, રચના (નારીજાતિ)<br>इष्–ઇચ્છા. स्पृह्–સ્પૃહા.<br>कथ्–કથા. पूज्–પૂજા. |
| (૧૨) ति | ,, | ,, | कृ–કૃતિ. नी–નીતિ.<br>गम्–ગતિ. मन्–મતિ (અંત્ય म् અને न् નો લોપ થાય છે.)<br>ग्लै–ગ્લાનિ. हा–હાનિ.<br>( ति નો नि થયો છે.)<br>वच्–ઉક્તિ. यज्–ઇષ્ટિ.<br>(व् અને य् નું સંપ્રસારણ)<br>दृश्–દૃષ્ટિ. सृज्–સૃષ્ટિ. |
| (૧૩) न | ,, | ,, | यत्–યત્ન. स्वप्–સ્વપ્ન.<br>प्रच्छ्–પ્રશ્ન. यज्–યજ્ઞ. |
| (૧૪) या | ,, | ,, | विद्–વિદ્યા. कृ–ક્રિયા.<br>चर्–પરિચર્યા, દિનચર્યા. |

| | | | |
|---|---|---|---|
| (૧૫) इष्णु | શીલવાચક કે સ્વભાવવાચક (વિશેષણ) | વિકારક–અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | सह्–સહિષ્ણુ वृध्–વર્ધિષ્ણુ. |
| (૧૬) उर | શીલવાચક કે | અવિકારક | भास्–ભાસુર. भंज्–ભંગુર. |
| (૧૭) र | સ્વભાવવાચક | ,, | नम्–નમ્ર. हिंस्–હિંસ્ર. |
| (૧૮) वर | (વિશેષણ) | ,, | स्था–સ્થાવર. नश्–નશ્વર. |
| (૧૯) | | | ईश्–ઇશ્વર. भास्–ભાસ્વર. |
| अनीय | વિધિવાચક–(વિશેષણરૂપનું વિધ્યર્થ કૃદંત) | વિકારક–અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | कृ–કરણીય. आचर्–આચરણીય. वन्द्–વંદનીય. स्मृ–સ્મરણીય. |
| (૨૦) तव्य | ,, | ,, | कृ–કર્તવ્ય हृ–હર્તવ્ય. वच्–વક્તવ્ય |
| (૨૧) य | ,, | વિકારક–અંત્ય અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરની વૃદ્ધિ | कृ–કાર્ય. हृ–હાર્ય. त्यज–ત્યાજ્ય. |
| (૨૨) मान | વર્તમાનકાળ-વાચક (વિશેષણરૂપનું વર્તમાનકૃદંત | વિકારક–અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વસ્વરનો ગુણ. | प्रवृत्–પ્રવર્તમાન. विद्–વિદ્યમાન (કર્મણિ) गम्–ગમ્યમાન ( ,, ) |
| (૨૩) त | ભૂતકાળવાચક (વિશેષણરૂપનું ભૂતકૃદંત બનાવે છે.) | અવિકારક | गम्–ગત. नम्–નત. गुह्–ગૂઢ. वच्–ઉક્ત. सिध्–સિદ્ધ. खिद्–ખિન્ન (तને બદલે न્ને ગોત્રે न પ્રત્યય). ली–લીન. |

### તદ્ભવ કે ગુજરાતી તદ્ધિત પ્રત્યયો

(૧) ભાવવાચક પ્રત્યયો—આ પ્રત્યયો વિશેષણને લાગવાથી ભાવવાચક કે ક્રિયાવાચક નામ બને છે.

આઈ—મોટાઈ, ગરીબાઈ, પહોળાઈ.

આશ—ખારાશ, ખટાશ, કડવાશ.

આણ—લંબાણ, ટૂંકાણ, ઊંચાણ.

ઈ—છોકરવાદી, હોશિયારી, ખાનદાની.

પ કે પો—સારપ, ઊણપ, ભોંઠપ, અધાપો, રંડાપો.

પણ કે પણું—મોટપણ, ઘડપણ, પહોળપણ, ગરીબપણું.

મ—નાનમ, મોટમ.

વટ—સાચવટ, ઘરવટ.

(૨) સ્વામિત્વવાચક* પ્રત્યયો—આ પ્રત્યયો વિશેષણ+ બનાવે છે.

આળ—રીસાળ, શરમાળ, હેતાળ.

આળું કે વાળું—છોગાળો રૂપાળો, લટકાળો, ગુણવાળો.

ઇલું—રસીલું, કોડીલું, ઝેરીલો, નાતીલો.

મંત કે વંત—શ્રીમંત, ધીમંત, જ્ઞાનવંત, લક્ષ્મીવંત.

(૩) લઘુતાવાચક કે લાલિત્યવાચક કે સ્વાર્થવાચક પ્રત્યયો—નીચેના પ્રત્યયો ઘણુંખરું લઘુતા, લાલિત્ય કે નાનાપણું બતાવે છે; પરંતુ કોઈ વાર કોમળતા, વહાલ કે તિરસ્કાર પણ બતાવે છે. કોઈ વાર તેમનો ખાસ અર્થ હોતો નથી: પરંતુ તે સ્વાર્થે (પોતાના જ અર્થમાં-અર્થમાં ઉમેરો કર્યા વિના) લાગેલા હોય છે.

ઓ-ઈ-ઉં—ખામણો (તિરસ્કારવાચક), ઘડિયું (નાનો ઘડો), સાસરી (સ્વાર્થ), સરવરિયું (લઘુતાવાચક).

---

* વાળું, યુક્ત એ અર્થવાળા.

+ કેટલીક વાર આ વિશેષણો નામ રૂપે પ્રયોજાયેલાં હોય છે. જેમકે. શ્રીમંતોને પૈસાની પરવા નથી હોતી.'

ડું—ગામડું, મુખડું ( સ્વાર્થ ), વેલડી, દીવડી ( લઘુતા કે લાલિત્ય-વાચક ), બાલુડું, લાડડી, ( વાત્સલ્યવાચક ) છોકરડા, ઠાકરડા, ( તિરસ્કારવાચક ), રાતડી, ઝાંપડો (સ્વાર્થ).

લું—મૂત્રલું, બેડલું, ઘોડલી, પાટલો.

વું—ઝાડવું, લાડવો.

કેટલીક વખત આવા લઘુતાવાચક પ્રત્યયો કોમળતા કે લાલિત્ય આણવાને માટે બેવડાય છે. જેમકે, સેજલડી, આંખલડી, વાંસલડી, સાહેલડી, કોયલડી, પાતળિયો, વાટલડી, બાલુડાં, એકલડા, ઇત્યાદિ. આવા શબ્દો કવિતામાં વિશેષ વપરાય છે અને તેથી અમુક પ્રમાણમાં કાવ્યમાં માધુર્ય, માર્દવ, કોમળતા સાધી શકાય છે. જેમકે,

> "ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઊભી અલબેલડી;
> કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી."
>
> ( નળાખ્યાન-કડવું ૧૫ )

( ૪ ) તુલનાવાચક પ્રત્યય—એરું-ઝાઝેરું-મોંઘેરૂં.

## તદ્ભવ કે ગુજરાતી કૃત્ પ્રત્યયો

( ૧ ) કર્તૃવાચક પ્રત્યયો—આ પ્રત્યયો કર્તાના અર્થનું સામાન્ય નામ બનાવે છે.

આરો—લુટારો, સથવારો, વણજારો.

ઐયો—ગવૈયો, બજવૈયો, ભવૈયો.

આડી—ખેલાડી.

નારો—બોલનારો, નાચનારો, ઇત્યાદિ.

( ૨ ) કરણવાચક પ્રત્યયો—આ પ્રત્યયો કરણવાચક કે સાધન-વાચક નામ બનાવે છે.

આણ—પલાણ.

ણું-ણી-ણો—ઝળણું, વલોણું, ચાળણી, ગળણી, ખાંડણી, વીંધણું, વીંજણો.

ડી—સારડી.

(૩) ભાવવાચક પ્રત્યયો—આ પ્રત્યયો ભાવવાચક નામ બનાવે છે.

અક—બેઠકઊઠક, આવકજાવક.

અણ-અણી-અણું—ચલણ, વલણ, લણણી, કરણી, માગણી, દેણું, લેણું, દળણું.

આઈ—લડાઈ, ચડાઈ, લખાઈ.

આટ—ગભરાટ, ચળકાટ, મલકાટ.

આણ—વેચાણ, લખાણ, મંડાણ.

આપ—મેળાપ.

આમણ—શિખામણ, દળામણ, વિણામણ.

આવ—દેખાવ, ઢોળાવ.

આવટ—બનાવટ, સજાવટ, ફાવટ.

ઈ—બોલી.

કી-કો—ડૂબકી, કૂદકો.

ણૂક—વર્તણૂક, નિમણૂક.

ત—રમત, લખત, ભરત.

તર—ભણતર, ચણતર.

તી—ચડતી, પડતી.

વાડ—મંદવાડ, ગંદવાડ.

(૪) શીલવાચક પ્રત્યયો—આ પ્રત્યયો શીલવાચક—સ્વભાવવાચક વિશેષણ બનાવે છે.

આઉ—ઉડાઉ, ચડાઉ, ટકાઉ.

આળ—બચાળ.

કણું—વઢકણું, લડકણું, બોલકણું.

વરું—ખાવરું.

નોંધ—આ ઉપરાંત કૃદંતના પ્રત્યયોનો પણ કૃત્ પ્રત્યયોમાં જ સમાવેશ થાય છે. કૃદંતપ્રત્યયો ધાતુમાંથી વિશેષણ બનાવે છે. કૃદંતોની સવિસ્તર ચર્ચા આગળનાં પુસ્તકોમાં કરી છે.

## ફારસી—અરબી* પ્રત્યયો
### નામવિશેષણાદિકને લગતા પ્રત્યયો (તદ્ધિત)

આ—'વાળું'-દાના (જ્ઞાની)

આના—'ને માટેનુ' 'ને લગતુ'-વિશેષણ બનાવે છે -નજરાણા,સાલિયાણા.

આબાદ—વસાવેલું, સ્થળ-ઔરંગાબાદ, અમદાવાદ, દોલતાબાદ

ઈ—'નુ' મમત્વવાચક-વિશેષણ બનાવે છે શહેરી, અરબી, હિંદી, હલવાઈ.

ઇ—ભાવવાચક-વિશેષણ ઉપરથી ભાવવાચક નામ બનાવે છે નેક-નેકી, ખૂબ-ખૂબી, દોસ્ત-દોસ્તી, ફકીર-ફકીરી, બાદશાહી, સોદાગરી

ખાના—સ્થળ-કારખાના, દીવાનખાના, હમામખાના.

ગી—ભાવવાચક-વિશેષણ પરથી નામ બનાવે છે-તાજગી (તાજહ્-તાજું), બંદગી, ખફગી.

ગીરી—ભાવવાચક-ગુલામગીરી, સોદાગીરી

ચા—લઘુતાવાચક-ગાલીચો (ગાલી-શેતરંજી), બગીચો

ચી—'ના ધધાવાળો'-મશાલચી, તોપચી, પખાલચી

જાર—સ્થળવાચક-ગુલઝાર.

દાન—સ્થળવાચક-ગુલદાન, કલમદાન

દાર—સ્વામિત્વવાચક-'વાળુ' એ અર્થમા-દુકાનદાર, જમીનદાર, ઈનામદાર.

નવીસ—લેખક, લખનાર-ચિટનીસ (ચિઠ્ઠીનવીસ), મદદનીશ, ફડનીશ.

નામા—લખાણુ-હુકમનામું, શાહનામુ, બાદશાહનામુ.

બીન—'દર્શક, જોનાનુ'-દૂરબીન

મંદ—'વાળુ'-સ્વામિત્વવાચક-અક્કલમંદ, દોલતમંદ, દાનેશમંદ

યાર— ,, ,, —મુખત્યાર

વાન-બાન—,, ,, બાગવાન, મિજબાન, મહેરબાન

વર-વાર—'વાળું'-જાનવર, જોરાવર; ઉમેદવાર, તકસીરવાર

શાહ-શાહી—ભાવવાચક-નિઝામશાઈ; બાબાશાહી

સ્તાન—સ્થળવાચક-હિંદુસ્તાન, અરબસ્તાન.

---

* અહીં ફારસી-અરબી શબ્દો ગુજરાતીમા વપરાય છે તેવા સ્વરૂપમા આપ્યા છે અર્થાત, તેમની જોડણી ગુજરાતીમા વપરાય છે તે સ્વરૂપની રાખી છે.

## દ્વંદ્વ સમાસ

લક્ષણ—દ્વંદ્વ એટલે યુગ્મ કે જોડકું. જેમ જોડકું બે સમાન વસ્તુ ઓનું બનેલું હોય છે તેમ દ્વંદ્વ બે કે વધારે સમાન પદોનું બનેલું હોય છે દ્વંદ્વના પદોમાં એક પ્રધાન અને બીજું ગૌણ એમ હોતું નથી દ્વંદ્વનાં પદો 'અને' 'તથા' જેવા સમુચ્ચયવાચક અવ્યયથી જોડાયેલાં હોય છે. જેમકે, રામલક્ષ્મણ (રામ અને લક્ષ્મણ), શાકભાજી (શાક અને ભાજી), મનવચનકર્મ (મન અને વચન અને કર્મ). આ પ્રમાણે વચમાં 'અને' વગેરે પદોના પરસ્પર સંબંધદર્શક શબ્દો (કે પ્રત્યયાદિ) મૂકી સમાસ પામેલા શબ્દોનો પરસ્પર સંબંધ દર્શાવવાને વિગ્રહ કરવો કહે છે.

**ઈતરેતર દ્વંદ્વ**—દ્વંદ્વના ત્રણ મુખ્ય પ્રકાર છે : (૧) ઈતરેતર દ્વંદ્વ (આને માત્ર દ્વંદ્વ કહીએ તો નભી શકે), (૨) સમાહાર દ્વંદ્વ, અને (૩) વૈકલ્પિક દ્વંદ્વ. જેમાં સર્વ પદો સમાન કક્ષામા છે અને સમગ્ર સમાસમાથી બહુવચનનો અર્થ નીકળે છે તેને **ઈતરેતર દ્વંદ્વ** (અથવા માત્ર 'દ્વંદ્વ') કહે છે જેમકે, માબાપ, ભાઈબહેન, સ્ત્રીપુરુષ, ગોળધાણા, એકવીસ, સત્તાવીસ, રામલક્ષ્મણ, ભીમાર્જુન, ઈત્યાદિ 'તેનાં માબાપ ગરીબ છે.' તમે કેટલાં ભાઈબહેન છો ? (બને સમાસ બહુવચનમા છે.)

**સમાહાર દ્વંદ્વ**—જેમા બધાં પદોનો છૂટો અર્થ ગૌણ બની રહે અને સમાસમાંથી આખા સમૂહ (સમાહાર=સમૂહ) કે સમુદાયનો અર્થ નીકળે તેને **સમાહાર દ્વંદ્વ** કહે છે આવા સમાસોમાં એકવચનનો અર્થ રહેલો હોય છે. જેમકે, ભેરિમૃદંગ, પાણિપાદ, ભિક્ષુબેસ, લાભાલાભ, બલાગલ, ભૂલચૂક, વરસાદપાણી, શાકભાજી, ઈત્યાદિ.

અહીં લોકોની આવજા ઘણી છે

ભૂલચૂક લેવીદેવી.

આ બને સમાસ એકવચનમાં છે.

**વૈકલ્પિક દ્વંદ્વ**—જેમાં બે પદો વચ્ચે વિકલ્પ છે–એક પદનો અર્થ છે કે બીજા પદનો તે નક્કી નથી–તેને વૈકલ્પિ[illegible] કહે

જેમકે, પાંચસાત, ( પાંચ કે સાત ), વીસપચીસ ( વીસ કે પચીસ ).

સામાન્ય રીતે દ્વંદ્વ સમાસ નામ તરીકે વપરાય છે, છતાં 'દિનરાત' 'માસોમાસ' 'વરસોવરસ' એ સમાસો કાળવાચક ક્રિયાવિશેષણના અર્થ દર્શાવે છે એ નોંધવાલાયક છે. કેટલાક સમાસોમાં એક જ પદના અર્થ નીકળે છે, બીજાનો અર્થ ઘસારાથી લુપ્ત થયેલો હોય છે. જેમકે, 'રીતરિવાજ' 'મંતરમંતર' 'ઘરેણુંગાંઠું' 'વાટાઘાટ' 'પૈસાટકા' ઇત્યાદિ. સ્વ. કેશવલાલ હ. ધ્રુવ આવા સમાસોને અર્થના એકશેષ ( બે પદના બે અર્થમાંથી એક જ શેષ રહેવો તે ) ના ઉદાહરણ તરીકે ગણાવે છે.

## તત્પુરુષ સમાસ

લક્ષણ—જે સમાસમાં પૂર્વ ( આગળનું ) પદ ઉત્તર ( પાછળના) પદ સાથે કોઈ પણ વિભક્તિના સંબંધથી* જોડાયેલું હોય છે તેને **તત્પુરુષ** સમાસ કહે છે. 'તત્પુરુષ' શબ્દનો અર્થ 'तस्य पुरुषः'—'તેનો માણસ' એવો થાય છે. એમાં બે પદો ષષ્ઠીસંબંધથી જોડાયેલાં છે, એટલે એ શબ્દ કે સંજ્ઞા પણ તત્પુરુષ સમાસનો જ દાખલો છે.

તત્પુરુષમાં પહેલું પદ ગૌણ હોય છે અને પછીનું પદ પ્રધાન હોય છે. વાક્યનો અન્વય પછીના પદ સાથે-ઉત્તરપદ સાથે હોય છે. તત્પુરુષના પ્રકારોનું નીચે ક્રમશઃ વિવરણ કર્યું છે.

**દ્વિતીયા તત્પુરુષ**—જેમાં પૂર્વપદ પછીના પદ સાથે દ્વિતીયા વિભક્તિના સંબંધથી જોડાયું હોય, એવા સમાસને દ્વિતીયા તત્પુરુષ કહે છે. દાખલા—કલ્પનાતીત ( કલ્પનાને ઓળંગી ગયેલું, કલ્પનાથી પર ), કૃષ્ણાશ્રિત ( સુખને આપન્ન-પ્રાપ્ત, થયેલું ) ઈત્યાદિ.

નોંધ—આશ્રિત કે શ્રિત, અતીત, ગત, આપન્ન, પ્રાપ્ત ઇત્યાદિ જેના ઉત્તરપદમા હોય, તેવા સમાસો દ્વિતીયા તત્પુરુષ કહેવાય છે.

* પ્રથમા સિવાયના. બને પદો પ્રથમામા હોય ત્યારે 'કર્મધારય' સમાસ બને, જે તત્પુરુષનો જ એક ખાસ પ્રકાર છે. તેનાં લક્ષણ સંબંધે આગળ વિવેચન કરીશું.

**તૃતીયા તત્પુરુષ**—એમાં પૂર્વપદ પછીના પદ સાથે તૃતીયાના સંબંધથી જોડાયેલું હોય છે. દાખલા–ઐશ્વર્યયુક્ત, માતૃસદશ, પિતૃસમ, ધનાઢ્ય, દયાર્દ્ર, રસયુક્ત, ગુણુસંપન્ન, પ્રેમાતુર, રસપૂર્ણ, ઈશ્વરદત્ત, કષ્ટસાધ્ય, ભક્તિવશ, મનઃકલ્પિત, દહીંવડાં, ઇત્યાદિ.

નોંધ—યુત, યુક્ત, સદશ, તુલ્ય, સમ, સંપન્ન, આતુર, પૂર્ણ, આઢ્ય, વશ, સાધ્ય, દત્ત, હીન, વગેરે ઉત્તરપદમાં હોય તો તૃતીયા તત્પુરુષ સમાસ બને છે.

**ચતુર્થી તત્પુરુષ**—પૂર્વપદ ચતુર્થીમાં હોય એવા સમાસને ચતુર્થી તત્પુરુષ કહે છે. દાખલા–દ્વિજાર્થ (દ્વિજોને અર્થે–માટે), કાકબલિ (કાગડાને માટેનો બલિ), જનહિત.

નોંધ—'બલિ' 'હિત' અને માટેના અર્થમાં 'અર્થ' એ શબ્દો ઉત્તરપદમાં હોય તો ચતુર્થી તત્પુરુષ સમાસ બને છે.

**પંચમી તત્પુરુષ**—પૂર્વપદ અને ઉત્તરપદ વચ્ચે પંચમીનો સંબંધ હોય તેવા સમાસને પંચમી તત્પુરુષ કહે છે. દાખલા–ચોરભય, (ચોરોથી ભય), ભયભીત, ભયત્રસ્ત, ઋણમુક્ત (ઋણથી મુક્ત, છૂટા), સ્વર્ગ-પતિત, પદચ્યુત, જ્ઞાતિભ્રષ્ટ (જ્ઞાતિથી ભ્રષ્ટ, પડેલા), ભવતારણ, ગર્ભ-શ્રીમંત, બ્રાહ્મણેતર (બ્રાહ્મણથી જુદા, ભિન્ન), ઉત્તરોત્તર (ઉત્તરથી ઉત્તર, આગળ ને આગળ, એક પછી એક).

નોંધ—ઉત્તરપદ અપાદાન કે વિયોગ સૂચવતું હોય અથવા ઉત્તરપદમાં 'ભીત' 'ત્રસ્ત' વગેરે ભયના અર્થવાળાં કૃદંત હોય-કે, ઉત્તરપદમાં 'ઇતર' 'ભિન્ન' જેવા શબ્દો હોય તો પંચમી તત્પુરુષ સમાસ બને છે.

**ષષ્ઠી તત્પુરુષ**—પૂર્વપદનો ઉત્તરપદ સાથે છઠ્ઠી વિભક્તિનો સંબંધ હોય એવા સમાસને ષષ્ઠી તત્પુરુષ કહે છે. તત્પુરુષના બધા પ્રકારોમાં ષષ્ઠી તત્પુરુષનો પ્રકાર સૌથી મોટો છે. 'તત્પુરુષ' એ સંજ્ઞા પણ જાતે ષષ્ઠી તત્પુરુષનો જ દાખલો છે. ષષ્ઠી તત્પુરુષમાં જ બંને પદ નામ હોય છે. બાકીના પ્રકારોમાં ઉત્તરપદ ઘણુંખરું વિશેષણ કે કૃદંત હોય છે.

દાખલા–દેવાલય, ગૌશાળા, દેશબંધુ, સ્વદેશ, સ્વચ્છંદ, ગણપતિ (ગણોનો સ્વામી), મનમાનતું, લમગાળો, રાજહંસ (હંસોનો રાજા), રાજમાર્ગ (માર્ગનો રાજા–છેલ્લા બેમાં ઉત્તરપદ પહેલું આવ્યું છે), વિદ્યાભ્યાસ, દેવભક્તિ.

**સપ્તમી** તત્પુરુષ—પૂર્વપદ પછીના પદ સાથે સપ્તમી વિભક્તિના સંબંધથી જોડાયેલું હોય તો સપ્તમી તત્પુરુષ સમાસ બને છે. જેમકે, સંગીતકુશળ, ઈશ્વરાધીન (ઈશ્વરને વિશે અધીન), પુરુષશ્રેષ્ઠ, દાનવીર, યુદ્ધચાતુર્ય, વનભોજન, સમયસૂચક, સ્વર્ગવાસ, માતૃવત્સલ, ઘરજમાઈ.

**એકદેશી સમાસ**—જેમાં પૂર્વપદ ઉત્તરપદનો એકદેશ, ભાગ, અવયવ, અંગ દર્શાવે છે તેને એકદેશી સમાસ કહે છે. તે પણ તત્પુરુષનો જ એક ઉપપ્રકાર ગણાય.

દાખલા–મધ્યાહ્ન (અહન્-દિવસનો મધ્ય ભાગ), પૂર્વાહ્ન (અહન્-નો પૂર્વ ભાગ), પૂર્વરાત્ર (રાત્રિ-રાતનો પહેલો ભાગ). આમાં 'અહન્' 'રાત્ર' એ આખી વસ્તુ દર્શાવે છે, અને 'મધ્ય' 'પૂર્વ' વગેરે તેના વિભાગ (એકદેશ) દર્શાવે છે.

**અલુક્ તત્પુરુષ સમાસ**—સમાસમાં સામાન્ય રીતે છેલ્લા પદને જ જાતિ, વચન, વિભક્તિના પ્રત્યયો લાગે છે, અને પૂર્વપદના પ્રત્યયો સમાસ કર્યા પછી લોપ પામે છે; છતા કેટલાક સમાસોમા પૂર્વપદના વિભક્તિપ્રત્યય કાયમ રહે છે. પૂર્વપદનો વિભક્તિપ્રત્યય કાયમ રાખનાર તત્પુરુષ સમાસને અલુક્ તત્પુરુષ કહે છે. અલુક્ એટલે અ–નહીં + લુક્-લોપ (સંસ્કૃત વ્યાકરણમા 'લુક્' સંજ્ઞા લોપ દર્શાવે છે), અર્થાત્, જેમાં (પદોના) વિભક્તિપ્રત્યયોનો લોપ થતો નથી તે સમાસ.

દાખલા–યુધિષ્ઠિર (યુધિ–યુદ્ધમા–'યુધ્' નું ૭ મી એ. વ + સ્થિર), અગ્રેસર, આત્મનેપદ, વાચસ્પતિ, કર્તરિપ્રયોગ

**નઞ્ તત્પુરુષ**—જે સમાસમાં પ્રથમ પદ નકારદર્શક 'અ' કે 'અન્' હોય તે નઞ્ તત્પુરુષ કહેવાય છે. જેમકે, અધર્મ (ધર્મ નહીં તે), અન્યાય (ન્યાય નહીં તે), અણઘડતું (અન્-સંસ્કૃતને

ગુજરાતી 'અણુ' પ્રત્યય છે.), અનાદર, અનર્થ, અશ્રદ્ધા, ઇત્યાદિ. કોઈ કોઈ વાર 'અ' કે 'અન્' ને બદલે નિષેધાર્થ અવ્યય 'ન' પણ પૂર્વપદ તરીકે આવે છે. જેમકે નક્ષત્ર, નાસ્તિક.

**પ્રાદિ તત્પુરુષ**—પ્ર, પરા વગેરે ઉપસર્ગના પ્રકરણમાં ચર્ચેલા ઉપસર્ગો જેના પ્રથમ પદમાં હોય છે તે તત્પુરુષને **પ્રાદિ તત્પુરુષ** કહે છે. જેમકે, પ્રચાર (પ્ર-પ્રકૃષ્ટ, સરસ; ચાર-સંચાર), સુગંધ (સુ-સારી, ગંધ), કુટેવ (કુ-ખરાબ, ટેવ), ઉત્ક્રાન્તિ, ગેરઆબરૂ, ઇ૦

## ઉપપદ સમાસ

**લક્ષણ-નામની સાથે ધાતુ ઉપરથી સાધિત થયેલો શબ્દ જોડાવાથી ઉપપદ સમાસ બને છે.** બંને પદ વચ્ચે વિભક્તિ-સંબંધ હોવાથી આ એક પ્રકારનો તત્પુરુષ સમાસ જ છે. દાખલા—

કુંભકાર—કુંભને કરે છે તે (જૂ.ગુ. કુંભાર)

ગ્રંથકાર—ગ્રંથને કરે છે—રચે છે તે.

જલદ—જલને આપનાર, વાદળું. સોદાગર—સોદો-વેપાર કરનાર.

મિતભાષી, સ્પષ્ટવક્તા, કૃતઘ્ન, ભુજંગ, સ્વમસ્થ, કદરદાન, મદદગાર, ઇ૦

જે ઉપપદ સમાસમાં પૂર્વપદનો વિભક્તિપ્રત્યય લોપાતો નથી પણ કાયમ રહે છે તેને અલુક ઉપપદ સમાસ કહે છે. જેમકે, સરસિજ—(સરસિ-' સરસ '-સરોવર-માં + જ-જન્મેલું) કમળ. પંકેરુહ—પંક, કાદવમાં જન્મેલું-કમળ. ખેચર—આકાશમાં જનાર-પક્ષી.

## કર્મધારય સમાસ

**લક્ષણ—જે સમાસમાં પૂર્વપદ વિશેષણ હોય અને ઉત્તરપદ નામ હોય તેને કર્મધારય સમાસ કહે છે.** પૂર્વપદ નામ હોય પણ એમાં ઉત્તરપદના વિશેષણનો અર્થ હોય તોપણ કર્મધારય સમાસ બને.

જેમાં બંને પદો કર્મ એટલે ક્રિયાને સમાન રીતે ધારણ કરે-તેની સાથે સમાન રીતે સંબંધ રાખે-તે કર્મધારય. અહીં બંને પદો સમાન અધિકરણમાં -એક જ વિભક્તિમાં-હોય છે અને ક્રિયાપદ સાથે સરખો

સંબંધ રાખે છે. 'તત્પુરુષ'નો એક પ્રકારનો વિગ્રહ 'તે પુરુષ' એ અર્થનો થાય છે, તે કર્મધારય સમાસ છે; માટે કર્મધારયને તત્પુરુષનો એક પ્રકાર ગણવામાં આવે છે.

નોંધ—કર્મધારયમાં બંને પદો પ્રથમામાં હોય છે. તત્પુરુષમાં બંને પદો વચ્ચે પ્રથમા સિવાયની અન્ય વિભક્તિનો સંબંધ હોય છે. આ રીતે કર્મધારય અને તત્પુરુષ એકબીજાના પૂરક છે. દાખલા—

વિશેષણપૂર્વપદ—પીતાંબર, મહારાજ, કૃષ્ણપક્ષ, ઉષ્ણોદક.
વિશેષણોત્તરપદ—પુરુષોત્તમ, ગ્રામાંતર, ભાષાંતર, કાર્યવિશેષ.
વિશેષણોભયપદ—શ્યામસુંદર, લાલપીળું, દૃષ્ટાદૃષ્ટ, કૃતાકૃત.
અવ્યયપૂર્વપદ—સુવાસના, સ્વાગત, કુબુદ્ધિ.
વિષયપૂર્વપદ—દેવબુદ્ધિ (દેવ છે એવી બુદ્ધિ, દેવવિષયક બુદ્ધિ).
ઉપમાનપૂર્વપદ—ઘનશ્યામ, ચંદ્રમુખ, વજ્રદેહ.
ઉપમાનોત્તરપદ—મુખચંદ્ર, વદનકમળ, નરકેસરી.
અવધારણપૂર્વપદ—ભવસાગર, કાવ્યામૃત, ચરણારવિંદ.

**ઉપમિત સમાસ**—પૂર્વપદ ઉપમિત (જેની સરખામણી થઈ છે તે) એટલે ઉપમેય (સરખાવવાની વસ્તુ) હોય એવા કર્મધારય સમાસને ઉપમિત સમાસ પણ કહે છે.

| દાખલા | ઉપમાન | | ઉપમેય |
|---|---|---|---|
| પુરુષવ્યાઘ્ર— | વ્યાઘ્ર | જેવો | પુરુષ |
| રાજર્ષિ— | ઋષિ | જેવો | રાજા |
| મુખકમલ— | કમલ | જેવું | મુખ, ઇત્યાદિ. |

**વિશેષણ સમાસ**—જેનાં પૂર્વપદ અને ઉત્તરપદમાં માત્ર વિશેષણો હોય છે તેને વિશેષણ સમાસ પણ કહે છે. ઉદા૦—શ્યામસુંદર, લાલપીળું, શીતોષ્ણ, ખારુંખાટું, અસ્તવ્યસ્ત, ભક્ષ્યાભક્ષ્ય, સાચુંખોટું, ઇ૦

**દ્વિગુ સમાસ**—જેમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય તેવા કર્મધારય સમાસને દ્વિગુ સમાસ કહે છે. તેને કેટલાક સંખ્યાપૂર્વપદ

કર્મધારય પણ કહે છે. કેટલીક વાર દ્વિગુ સમાસ સમૂહ (સમાહાર) નો અર્થ બતાવે છે અને એકવચનમાં આવે છે. ઉદા૦:—

સપ્તાહ—સાત અહન્-દિવસનો સમૂહ. પંચપાત્ર—પાંચ પાત્રનો સમૂહ. ત્રિભુવન—ત્રણ ભુવનનો સમૂહ. દ્વિગુ—બે ગાયોનો સમૂહ. સપ્તપદી, અષ્ટાધ્યાયી, ચોમાસું, પંચગવ્ય, પંચવટી, નવરાત્ર, વગેરે.

આ સમાસો સમૂહના અર્થમાં હોવાથી એકવચનમાં છે.

**કર્મધારયનાં અનિયમિત ઉદાહરણો**—પળમાત્ર (માત્ર પળ), ભાષાન્તર (અન્ય ભાષા), ગ્રામાન્તર (બીજું ગામ), કાપુરુષ.

## બહુવ્રીહિ સમાસ

લક્ષણ—જેમાં પૂર્વપદ વિશેષણ હોય, ઉત્તરપદ તેનું વિશેષ્ય (નામ) હોય, અથવા પહેલું પદ નામ હોય પણ વિશેષણની માફક ઉત્તરપદનો વધારો બતાવતું હોય, અને આખો સમાસ અન્ય કોઈ પદના વિશેષણરૂપ હોય, એવા સમાસને બહુવ્રીહિ કહે છે.

બહુવ્રીહિનું સ્વરૂપ આ રીતે કર્મધારયને મળતું છે ખરું, પણ સમગ્ર કર્મધારય સમાસ સ્વતંત્ર નામરૂપ છે ( કોઈનું વિશેષણ નથી ), ત્યારે સમગ્ર બહુવ્રીહિ સમાસ કોઈ ત્રીજા જ પદના વિશેષણરૂપ છે, એટલો તે બન્ને વચ્ચે ભેદ છે. નીચેનાં ઉદાહરણોથી એ બંને વચ્ચેનો તફાવત સ્પષ્ટ થાય છે—

| કર્મધારય | બહુવ્રીહિ |
| --- | --- |
| મહાબાહુ ( મોટો હાથ ) | મહાબાહુ રાજા ( મોટા છે હાથ જેના એવો રાજા ) |
| પીતાંબર ( પીળું વસ્ત્ર ) | પીતાંબર કૃષ્ણ ( પીળાં વસ્ત્રવાળા કૃષ્ણ ) |

આ ઉપરથી જણાય છે કે એક સમાસરૂપ શબ્દ જો સ્વતંત્ર નામ હોય તો કર્મધારય સમાસ બને છે, અને અન્ય પદના વિશેષણરૂપ હોય તો બહુવ્રીહિ સમાસ બને છે.

બહુવ્રીહિના દાખલા—

ચતુર્ભુજ—ચાર છે હાથ જેના તે ( વિષ્ણુ ).

ત્ર્યંબક—ત્રણ છે આંખો જેની તે ( શિવ ).

સ્વયંવર—જાતે વરે છે ( કન્યા વગેરે ) જેમાં તે.

ગજગતિ—ગજના જેવી ગતિ છે જેની તેવી ( સુંદરી ).

**પ્રાદિ બહુવ્રીહિ**—જે બહુવ્રીહિ સમાસમાં આદિ પદ 'પ્ર' વગેરે ઉપસર્ગ હોય છે તે પ્રાદિ બહુવ્રીહિ કહેવાય છે. જેમકે,

નિઃશંક ( નિર્ગત છે–ગયેલી છે–શંકા જેમાંથી તે )

વિમુખ ( વિગત–જતું રહ્યું છે–મુખ જેનું તે )

નીરસ, નિર્દય, નિર્ભય, નિષ્ફળ, ઉન્મુખ, કુરૂપ, કમઅક્કલ.

નોંધ—ઉપસર્ગની માફક પૂર્વગાદિ પણ પૂર્વપદ તરીકે આવી શકે છે. જેમકે, અંતર્મુખ, ઊર્ધ્વમૂલ, અધઃપતિત, પરાઙ્મુખ.

**વ્યધિકરણ (અસમાન વિભક્તિવાળો) બહુવ્રીહિ**—ઉપરના પ્રકારોના સમાસનાં બંને પદો સમાનાધિકરણ–સમાન વિભક્તિમાં આવેલાં હોય છે. સામાન્ય રીતે બહુવ્રીહિમાં બંને પદોની વિભક્તિ એક જ હોય છે; પરંતુ કેટલાક દાખલાઓમાં બંને પદોની વિભક્તિ જુદી જુદી હોય છે. તેને વ્યધિકરણ (જુદા જુદા અધિકરણ કે વિભક્તિવાળો ) બહુવ્રીહિ કહે છે. દાખલા–ચક્રપાણિ (ચક્ર છે હાથમાં જેના તે–વિષ્ણુ), ચન્દ્રશેખર (ચન્દ્ર છે શેખરમાં જેના તે–શિવ), પદ્મનાભ (પદ્મ છે નાભિમાં જેના તે–વિષ્ણુ).

નોંધ—આમ વ્યધિકરણ બહુવ્રીહિમાં પૂર્વપદ બહુધા પ્રથમામાં અને ઉત્તરપદ સપ્તમીમાં હોય છે.

**નઞ્ બહુવ્રીહિ**—જેનું પૂર્વપદ નકારવાચક હોય છે તે બહુવ્રીહિને નઞ્ બહુવ્રીહિ કહે છે. દાખલા—

અનાથ—નથી નાથ–પાલક જેને તે. અદ્વિતીય—નથી દ્વિતીય જેનું, નબાપો—નથી બાપ જેને તે. જેના જેવું બીજું કશું નથી તેવું. અનુપમ—નથી ઉપમા જેની એવું. અપૂર્વ—નથી પૂર્વ જેનુ તે, પૂર્વે ન જોયેલું. અનાદિ, અનંત, નફિકરો, નમાલું, ઇત્યાદિ.

**સહ બહુવ્રીહિ**—જેનું પૂર્વપદ 'સ' કે 'સહ' હોય છે એવો સમાસ

સહ બહુવ્રીહિ ગણાય છે. 'સમાન' ને 'સહ' બંનેના ટૂંકા રૂપ તરીકે આ સમાસમાં આદિમાં 'સ' આવે છે. દાખલા—

સકર્મક (કર્મ જેની સાથે છે તેવું-કર્મવાળું), સહકુટુંબ, સહ-પરિવાર કે સપરિવાર, સોદર (સમાન છે ઉદર-ઉત્પત્તિસ્થાન-જેનું તે, ભાઈ), સહોદર (સાથે છે ઉદર-ઉત્પત્તિસ્થાન જેનું તે, ભાઈ).

**બહુવ્રીહિના કેટલાક અનિયમિત દાખલા**—(૧) ક્રિયા વારંવાર થતી-કર્મવ્યતિહાર-દર્શાવે તેવા શબ્દો વ્યતિહાર બહુવ્રીહિ ગણાય છે. જેમકે, મારામારી, ધક્કામુક્કી, લાતંલાતા, લડંલડા, મારંમારા, ઇત્યાદિ.

(૨) કેટલાક બહુવ્રીહિ સમાસને અંતે 'ક' પ્રત્યય આવે છે. એ કેટલીક વાર અવશ્ય અને કેટલીક વાર વિકલ્પે આવે છે. જેમકે, ભાવકર્તૃક, અનર્થક, સકર્મક, દુઃખપરિણામક (દુઃખ જેનું પરિણામ છે એવું), વિસ્તારપૂર્વક (વિસ્તાર છે પૂર્વે જેમાં તે).

(૩) ઇન્દ્રાદિ-ઇન્દ્ર છે આદિમાં જેના એવા દેવો, ઇત્યાદિ.

## અવ્યયીભાવ સમાસ

લક્ષણ—જે સમાસમાં પૂર્વપદ અવ્યય હોય, ઉત્તરપદ નામ હોય, અને આખો સમાસ ક્રિયાવિશેષણ અવ્યય તરીકે વપરાતો હોય તેને અવ્યયીભાવ સમાસ કહે છે.

અવ્યયીભાવ એટલે (સમગ્ર પદનું-સમાસનું) અવ્યય બનવું તે. સમાસનું ઉત્તરપદ અવ્યય નથી છતાં આખો સમાસ અવ્યય બને છે, તેથી આ સમાસને અવ્યયીભાવ કહે છે. દાખલા—

યથાશક્તિ—શક્તિ પ્રમાણે (યથા-જેમ, પ્રમાણે, અનુસાર)
પ્રતિદિન—દરેક દિવસે, રોજરોજ (પ્રતિ-દરેક).
આજન્મ—જન્મથી માંડીને (આ-આરંભીને)
યાવજ્જીવન—જીવન હોય ત્યાં સુધી (યાવત્-જ્યાં સુધી)
અધ્યાત્મ-આત્મા સંબંધી (અધિ-અધિકૃત્ય, લગતું, સંબંધી)

પહેલો સમાસ હેતુવાચક ક્રિયાવિશેષણ અવ્યય છે, બીજો કાલવાચક ક્રિયાવિશેષણ અવ્યય છે, અને બાકીના પણ એ રીતે ક્રિયાવિશેષણ અવ્યયોના પ્રકાર છે.

## મધ્યમપદલોપી સમાસ

કેટલાક સમાસોમાં મધ્યમપદનો લોપ થયો હોય છે, તેમને મધ્યમપદલોપી સમાસ કહે છે. એ કર્મધારયનો જ એક પ્રકાર છે. ઉ. ત.

કલ્પલતા ( કલ્પ—મનોરથ પૂરનાર લતા ),
કામધેનુ ( કામ-ઇચ્છા પૂરનાર ધેનુ ).
ગજગમના ( ગજ જેવી ગતિવાળી સ્ત્રી )
દૂધભાત ( દૂધમાં મિશ્રિત કરેલો ભાત )

## સુપ્સુપ્ સમાસ

જે સમાસ ઉપર ચર્ચા કરેલા કોઇ વર્ગમાં આવી શકતા નથી તે **સુપ્સુપ્ સમાસ** કહેવાય છે. સુપ્ એ સંસ્કૃત વ્યાકરણમાં વિભક્તિપ્રત્યયોની સંજ્ઞા છે. એક વિભક્તિપ્રત્યયવાળું પદ બીજા વિભક્તિપ્રત્યયવાળા પદ સાથે સમાસ પામે ત્યારે સુપ્સુપ્ સમાસ બને છે. દાખલા—ભૂતપૂર્વ (પૂર્વે થઈ ગયેલું), દૃષ્ટપૂર્વ (પૂર્વે જોયેલું), તથા એવા ભૂતકૃદંતની સાથે 'પૂર્વ'નો અન્વય થવાથી બનેલા સમાસો.

## નિત્ય અને પારસ્કરાદિ સમાસ

**નિત્ય સમાસનો** વિગ્રહ સમાસમાં આવેલાં પદોથી થઇ શકતો નથી. અવ્યયીભાવ સમાસો એવા પ્રકારના છે. જેમકે 'યથાવિધિ'નો વિગ્રહ 'વિધિને યથા' કે એવો નહીં થાય, પરંતુ 'વિધિ ન ઓળંગાય તેવી રીતે' એવો થશે.

**પારસ્કરાદિમાં** પ્રથમ પદ પછી 'સ' આગમ (વધારાનો, પ્રક્ષિપ્ત) આવે છે. જેમકે, બૃહત્ (વાણી) + પતિ–બૃહસ્પતિ (તનો લોપ થયો છે), વન+પતિ–વનસ્પતિ, પાર (દેશનું નામ) + કર–પારસ્કર, પ્રાય (તપ)+ચિત્ત (નિશ્ચય)—પ્રાયશ્ચિત્ત.

## ફારસી-અરબી શબ્દના સમાસ

દ્વંદ્વ—અમીરઉમરાવ.

તત્પુરુષ—કારખાનું, દવાખાનું, હુકમનામું, અમદાવાદ, હૈદરાબાદ, નૂરમહાલ, હિંદુસ્તાન, ફૂલદાન, શાહજાદો, તંદુરસ્તી, ઈત્યાદિ.

ઉપપદ—સોદાગર, કારીગર, મદદગાર, બાગબાન, મહેરબાન, દુકાનદાર, જહાંગીર, હરામખોર, દસ્તાવેજ, દૂરબીન, પગબંધ.

કર્મધારય—ખુશખબર, બદનામ, ગેરહાજર, સરપંચ, કમજાત.

બહુવ્રીહિ—કમજોર, કમનસીબ, નાપસંદ, બદસિલક, ખૂબસૂરત.

અવ્યયીભાવ—હરરોજ, બેલાશક, ઈત્યાદિ.

**સમાસમાં પદોનું પ્રાધાન્ય**—અર્થદૃષ્ટિએ સમાસોમાં કયા પદનું વધારે મહત્ત્વ છે તેની નીચે ચર્ચા કરી છે.

દ્વંદ્વ—બંને પદ સમાન રીતે પ્રધાન છે. માબાપ, ભાઈબહેન (ઉભયપદપ્રાધાન્ય).

તત્પુરુષ—ઉત્તરપદ પ્રધાન છે. 'રાજકુટુંબ', 'રાજપુરુષ'માં 'કુટુંબ' ને 'પુરુષ' અર્થદૃષ્ટિએ વધારે મહત્ત્વનાં છે. (ઉત્તરપદપ્રાધાન્ય)

કર્મધારય—વિશેષ્ય કે ઉપમેયપદ પ્રધાન છે. 'ચન્દ્રવદન' 'વદનેન્દુ' બંનેમાં 'વદન' જ પ્રધાન છે.

દ્વિગુ—આખા સમાસનો એક જ સમૂહવાચક અર્થ નીકળે છે જે પ્રધાન છે.

બહુવ્રીહિ—બંને પદથી જુદું, આખા સમાસના વિશેષ્યરૂપ ત્રીજું જ પદ પ્રધાન છે. 'પીતાંબર'માં પીતાંબરવાળી વ્યક્તિ-કૃષ્ણ, અને 'મહાબાહુ'માં મહાબાહુવાળો, એ પ્રધાન પદો છે. (અન્યપદપ્રાધાન્ય).

**અવ્યયીભાવ**—પૂર્વપદ જે અવ્યયવાચક છે તે પ્રધાન છે. યથાવિધિ. યથાશક્તિ, ઈત્યાદિમાં યથા ( પૂર્વપદપ્રાધાન્ય )

**સમાસનો પ્રયોગ** ભાષામાં ખૂબ થાય છે. ગદ્યમાં સાધારણ રીતે રૂઢ થયેલા સમાસો વિશેષ વપરાય છે; પરંતુ કવિતામાં તો ઘણા સમાસો બનાવવામાં આવે છે. ઉપર ચર્ચેલામાંથી ઘણા સમાસો ગદ્યમાં વપરાય છે, અને પદ્યમાં તો ઇચ્છે તેવા સમાસો કવિઓ બનાવીને મૂકે છે.

# પ્રકરણ અગિયારમું

## શબ્દસિદ્ધિ : વ્યુત્પત્તિઓ

શબ્દસિદ્ધિના અન્ય સ્વરૂપની હવે સમીક્ષા કરીએ. અહિં 'સિદ્ધિ'નો અર્થ 'એક સ્વરૂપમાંથી અન્ય સ્વરૂપમાં પરિવર્તન' એવો સમજવાનો છે.[1] અર્થાત્, પ્રાચીન ભારતીય આર્યમાંથી મધ્ય ભારતીય આર્ય દ્વારા નૂતન ભારતીય આર્ય ભાષાસ્વરૂપમાં શબ્દનું કેવે ક્રમે રૂપાન્તર–ઉત્ક્રાન્તિ–થતી ગઇ એ આ પ્રકારના અધ્યયનથી જાણી શકાય છે. શબ્દ-સ્વરૂપના આ પ્રકારના રૂપાન્તરને સામાન્ય રીતે વ્યુત્પત્તિ (etymology) કહે છે.

અહીં સંસ્કૃતમાંથી (અને ક્વચિત્ વિદેશી ભાષાઓ, કે પ્રાચીન આર્યેતર દેશ્ય બોલીઓમાંથી) પ્રાકૃતઅપભ્રંશ દ્વારા (ક્વચિત્ બારોબાર જ) ગુજરાતીમાં ઊતરેલા તદ્ભવ શબ્દોની વ્યુત્પત્તિ સંબંધે વિચાર કરીશું. વ્યુત્પત્તિ એટલે વ્યુત્પન્ન થવું, ઉદ્ભવવું તે. વ્યુત્પત્તિવિચારમાં શબ્દનું આદિ કે મૂળ, તેમજ એમાંથી જે વાગ્વ્યાપારો દ્વારા રૂપાન્તર થઈને શબ્દનું અંતિમ અર્વાચીન રૂપ સિદ્ધ થાય છે તે વાગ્વ્યાપારની પ્રક્રિયા, એ બંનેનો વિચાર અભીષ્ટ છે. એમાં વૈદિક યુગની પ્રાચીનતમ ભારતીય આર્ય ભાષા (Old Indo Aryan) માંથી શબ્દરૂપોનું મધ્ય ભારતીય આર્ય (Middle Indo-Aryan) દ્વારા નૂતન ભારતીય આર્ય (New Indo-Aryan) કે અર્વાચીન ભારતીય ભાષાસ્વરૂપમાં કેવી રીતે અવતરણ થયું એ નોંધવાનું હોય છે. પરંતુ, વૈદિક યુગની પ્રાચીનતમ પ્રાકૃતોનું સ્વરૂપ આજે ઉપલબ્ધ નથી, એટલે આપણે શબ્દનું આદિમ કે મૂળ રૂપ સંસ્કૃત, જે આદિમ પ્રાકૃતનું શિષ્ટ રૂપ હોઈ તત્કાલીન પ્રાકૃતની અતિ સમીપ હોવાનો ઘણો સંભવ છે તેમાં શોધીએ છીએ;

---

1 સદ્. સાક્ષર શ્રી કમળાશંકર ત્રિવેદીએ એમના 'બૃહદ્ વ્યાકરણ'માં સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રને અનુસરીને વ્યુત્પત્તિ માટે આ ('શબ્દસિદ્ધિ') સંજ્ઞા યોજી છે.

પછી એ મૂળ રૂપનાં પ્રાકૃત કે અપભ્રંશ (મધ્ય ભારતીય આર્ય) રૂપો નોંધીએ છીએ, અને છેવટે જરૂર પડે તો વચ્ચે અવાન્તર[2] (અન્તરાલ ભાષાસ્વરૂપનાં) રૂપો આપીને અર્વાચીન ગુજરાતી શબ્દરૂપ દર્શાવીએ છીએ. વસ્તુતઃ તો વ્યુત્પત્તિમાં વૈદિક યુગની પ્રાચીન ભારતીય આર્ય > શિલાલેખોની પ્રાચીન પ્રાકૃતો > ઉત્તરકાલીન પ્રાકૃત > અપભ્રંશ > નૂતન ભારતીય આર્યનું પ્રાચીનતમ સ્વરૂપ (>અવાન્તર રૂપ) > અર્વાચીન ભારતીય ભાષામાં શબ્દસ્વરૂપ, એમ શબ્દના તમામ ઉત્ક્રાન્તિક્રમ દર્શાવવા જોઈએ. પણ અનુકૂળતાને ખાતર, સંસ્કૃત અને પ્રાકૃતઅપભ્રંશ શબ્દરૂપો વધુ નિશ્ચિત અને સુલભ હોવાથી આપણે સંસ્કૃતમાંથી પ્રાકૃતઅપભ્રંશ દ્વારા અર્વાચીન ગુજરાતી આ ત્રણ ક્રમે શબ્દ વ્યુત્પન્ન કરીએ છીએ.

જે વાગ્વ્યાપારના નિયમાનુસાર આ શબ્દરૂપો સિદ્ધ થાય છે તે સામાન્ય નિયમોની આપણે આગળ (પ્રકરણ ૭ માં) ચર્ચા કરી ગયા છીએ. એટલે અહીં એ નિયમોનું પુનરવલોકન કરવાની જરૂર નથી. નીચે કેટલીક મહત્ત્વની નોંધપાત્ર વ્યુત્પત્તિઓ આપી છે તે જુઓઃ—

### કેટલાક કઠિન શબ્દોની વ્યુત્પત્તિ[3]

| સંસ્કૃત | પ્રાકૃતઅપભ્રંશ (અવાન્તર) | ગુજરાતી |
|---|---|---|
| आश्चर्य | अच्छरिज्ज | અચરજ–ત |

૨. ઉ. ત. નરસિંહરાવ વ્યુત્પત્તિઓ સિદ્ધ કરતાં ઘણાં અવાન્તરરૂપો આપે છે. જેમકે

| સંસ્કૃત | પ્રા. અપ. રૂપ | અવાન્તર રૂપો | અર્વાચીન ગુજરાતી |
|---|---|---|---|
| श्लक्ष्णकं | लण्हउं | नन्हउं, न्हन्नउं | ન્હાનું : |
| उपविशति | उवइसइ | वइसइ, बइसइ | બેસે |

આ પ્રમાણે આવશ્યક હોય ત્યાં શક્ય અવાન્તર રૂપો પણ આપવામાં આવે છે.

૩ અહીં થોડાક લાક્ષણિક શબ્દો લીધા છે. સવિસ્તર વ્યુત્પત્તિચર્ચા માટે નીચેના ગ્રંથો ઉપયોગી થશેઃ—

| | | |
|---|---|---|
| अनुपानह् | अणुवाणहु | અડવાણો–અડવો |
| अन्वपक्षक | अन्नवक्खउ | અનોખું |
| अतसी | अलसी | અળસી |
| | अम्मच्छ (=અભંગદ, દેશ્ય) | અમથું |
| अमृत | अमिय | અમી |
| अन्यतरक | अन्नयरउ ( अन्नइरउ ) | અનેરૂ |
| अन्यत् | अण्णइ—अनइ | અને |
| अनुयोग | अणुज्जोअ | અણુજો |
| अगुरु | अगुरु | અગર (+ બત્તી) અગરબત્તી |
| अत्यद्भुत | अच्चब्भुय | અચંબો |
| | अधूरिअ[४] (=લાભું નહીં તે, દેશ્ય) | અધૂરા |
| अर्ध | | અડધુ |
| आदर्शक. | आअरिसउ | આરસો–અરીસો |
| | आमोडो ( દેશ્ય ) | અંબોડો |
| अंमारी (ફારસી) | — | અબાડી |
| अधरार | अधयार ( अधयर ) | અધેર |
| अक्षतक्म् | अक्खउ | આખું |
| आत्मत्वक | अप्पपउ | આપોપુ |
| आत्मना (नः) | अप्पणा(णो) | આફણિયે |
| आत्मनः | अप्पण | આપણું |

N. B. Divatia, Gujarati Language and Literature Vol. I, ચતુરભાઇ પુરુષોત્તમદાસ પટેલ–'જૂની ગુજરાતી', રા. બ. કમળાશંકર ત્રિવેદી–બૃહદ્ વ્યાકરણ, શ્રી. કે. કા શાસ્ત્રી, 'ગુજરાતી વાગ્વિકાસ', ડૉ. હરિવલ્લભ ભાયાણી, 'વાગ્વ્યાપાર', ઇ૦.

૪ પટેલ अध्वनि–अधुणि–अधूरि–અધૂરા એવી રીતે સિદ્ધ કરે છે.

૫ નરસિંહરાવ ગ્રાંગોરદો જૂ. ગૂ માંથી, અને ટર્નર आम्रमाकुरमांथी સિદ્ધ કરે છે.

| | | |
|---|---|---|
| अद्य | अज्ज | આજ |
| आयुष्यक | आऊखउं | આવખું |
| आपतते | आवडइ | આવડે |
| अश्वयुज | अस्सोय | આસો |
| | आल (અપ૦) | આળ |
| अक्षि | अक्खि | આંખ |
| अंगुलिका | अगुलिआ | આંગળી |
| आमलकं | आमलउं | આંબળું |
| उत्करकः | उक्केरडउ ( કે उक्कुरुड દેશ્ય ) | ઉકરડો |
| | ( उक्केल्ल=ઉકેલવું, ખોલવું, દેશ્ય ) | ઉકેલવું |
| उन्दरु, उन्दुरु[१] | — | ઉંદર |
| उद्गतः | उग्गओ | ઊગ્યો |
| ऊर्ध्वकं | उब्भउं | ઊભું |
| उष्णकं | उण्हउं | ઊનું |
| उत्तिष्ठति | उट्ठेइ | ઊઠે |
| उद्यम | उज्जम | ઊજમ |
| अभिज्ञान | अहिण्णाण | એંધાણ |
| अविधवात्वं | अविहवात्तण | એવાતન |
| उल्लंघयति | उल्लंघयइ | ઓળંગે |
| उत्सङ्ग | उच्छंग | ઓછંગ |
| उपलक्षति | उवलक्खइ | ઓળખવું |
| अपरमातृक | — | ઓરમાયું |
| उपाध्याय | उवज्झाअ | ઓઝા |
| अवस्थापणं | अउसावणु | ઓસામણ |
| उच्छीर्षकम् | उच्छिरसउं | ઓસીસું–ઓ-<br>[illegible] |

૧. આ શબ્દ એના સ્વરૂપ ઉપરથી લેવામાં આવ્યો લાગે છે.

| | | |
|---|---|---|
| | कुड्ड, कोट्ट ( देश्य ) | કોડ |
| कर्दपिका | कत्तट्टिआ (कउड्डिआ) | કોડી |
| कपित्थ | कविट्ठ (कवट्ठ) | કોઠ |
| कवल | कवल (+इओ ગુજ૦પ્રત્યય) | કોળીઓ |
| कर्पर | खप्पर | ખપ્પર |
| स्कम्भकः | खंभउ | ખંભો, ખભો |
| स्कंध | खंध | ખાંધ |
| कीलकः | कीलउ | ખીલો |
| क्षपयति | खवइ | ખુએ |
| क्रोडकः | कोलउ | ખોળો |
| | खोड ( देश्य ) | ખોડ |
| गडुची | गलोई | ગળો |
| गर्गरी | गग्गरी | ગાગર |
| | गड्डिआ ( देश्य ) | ગાડી |
| गुर्जरत्रा | गुज्जरत्ता | ગૂજરાત |
| *गेन्दुकः | गेंदुओ | ગેંદ |
| गोर्वर | गोवर ( देश्य ) | ગોબર |
| | घुत्तिअ (=ગવેષિત; देश्य) | ગોત્યું |
| गोधूम. | गोहूमु (गोहूंवु) | ઘઉં |
| घनकम् | घणउं | ઘણું |
| ग्रह् | (गह+इल्ल અપ. ૪) गहिल्लउ | ઘેલો |
| ग्रहणं | घयणु | ઘેન |
| घनतरकं | घणयरउं | ઘણેરું |
| गोधा | गोहा | ઘો |
| चरण+इक | चरण+इओ | ચણીયો |
| (चिपिट) | चिमिढ | ચવડું |

૭. જુઓ R. L. Turner, Nepali Dictionary.

| | | |
|---|---|---|
| चत्वर | चच्चर | ચાચર |
| चापलकं | चावलउं | ચાવળું |
| चिह्न | चिण्ह | ચેન |
| चेळ | चेलउ | ચેલો |
| | चउरिया ( દેશ્ય ) | ચોરી |
| °त्यक | चउ | ચો (જૂની ગૂજરાતીનો ષષ્ઠી પ્રત્યય) |
| चतुर्हट्टकं | चउहट्टय | ચૌટું |
| क्षुरी | छुरी | છરી |
| छन्नकं | छन्नउं | છાનું (બેવડા-વેલો–છાનુંમાનું) |
| शुक्ति | सिप्पि | છીપ |
| आक्षेति[૮] | अक्खइ (अन्छइ) | છે |
| छविल्ल | छइल्ल | છેલ |
| | छेअ (દેશ્ય) + डउ સ્વાર્થિક | છેડો |
| सुधा | छुहा | છો |
| च+एव | चेव–ज्जेव | જ |
| यज्ञोपवीत | जण्णोवईय | જનોઈ |
| | जिहवारइ (जिहारइ) | જ્યારે |
| जन्या | जन्ना | જાન |
| याति | जाइ | જાય |
| जातिफळ | जाईफल | જાયફળ |
| जिह्वा | जिब्भा | જીભ |

૮ નરસિંહરાવ अस्ति–अस्सइ–अच्छइ–છે એ રીતે; સર રામકૃષ્ણ ભાંડારકર आस्ते–अच्छद्–છે એમ; પિશલ અને ટેસિટરી ऋच्छति–अच्छइ–છે એ પ્રમાણે; વેબર गच्छति–अच्छइ એ મુજબ; બીમ્સ अक्षते–अच्छइ દ્વારા, અને ટર્નર आक्षेति દ્વારા સિદ્ધ કરે છે.

| | | |
|---|---|---|
| जूर्णकं | जुण्णउं | જૂનું |
| यूथिका | जूहिआ | જૂઈ |
| द्योतयति | जोअइ (અપ૦) | જુએ |
| | जुअंजुअं | જૂજવું |
| यौवन | जोव्वण जोवन (હિંદી) | જોબન |
| यमगृह | जमहर (जवँहर) | જૌહર |
| अध्यध्यकम् | *झज्झउं (અપ૦) | ઝાઝું |
| जह (ધા) | — | ઝેર |
| क्षीणकः | झीणउ | ઝીણો |
| तिलकक | तिलयउं | ટીલું |
| स्थामन् (વૈદિક) | ठाम | ઠામ |
| | डाल (દેશ્ય) | ડાળ |
| *त्वनकं | तणउं | તણું |
| टबाको (પોર્ટુગીઝ) | — | તમાકુ |
| तलस्पर्शः | तलफंस | તલાંસવું |
| ताम्बूलिक | तंबोलिअ | તંબોળી |
| तीक्ष्णकं | तिक्खउं | તીખું |
| तैल्यं | तेल्ल | તેલ |
| स्था+ति | थाइ | થાય |
| स्थित्वा | थिअ | થી |
| स्थितकः | थिअउ | થો (જૂનો વિકારી પંચમીપ્રત્યય) |
| | थक्किअ (=स्थित्वा) | થકી |
| दिवस | दिअह+डउ (અપ૦ પ્ર૦) | દહાડો |
| दह्यते | दज्झइ | દાઝે |
| दंष्ट्रा | दाढा | દાઢ |
| दीपवर्तिका | दीवअट्टिआ | દીવેટ |

| | | |
|---|---|---|
| *दीपतैल्यं | दीवएल | દીવેલ |
| दीपकशालिका | दीवअसालिआ | દીવાસળી |
| देवगृहकं | देवहरउं | દેહરું |
| देवकुल | देउल | દેવળ |
| द्विक+अर्ध | दियट्ठ | દોઢ |
| दुःखवत् | दुहिल्ल | દોહલું |
| द्विपथकः | दुवहय | દૂહો, દોહો |
| धैर्यं | धिज्ज | ધીજ (ધીજપતીજ) |
| धौर्त्यकारकः | धुत्तआरओ | ધુતારો |
| नष्टतरकः | नट्ठअरओ | નઠારો |
| | णिरिअ (દેશ્ય) | નર્યું |
| *न्यक्षति | नक्खइ | નાંખે |
| नापि | णवि | નાવિ |
| नहि तर्हि | — | નહીંતર |
| नटिकाप्रद | नडियाअद् | નડિયાદ |
| श्लक्ष्णकं | लण्हउ (नन्हउ) | ન્હાનું |
| | (ગુ. न्हानुं+ म तद्धित) | નાનમ |
| | णक्क (દેશ્ય) | નાક |
| निशान (फा) | — | નિશાન |
| निस्वान | निस्साण | નિસાન (ડંકાનિશાન) |
| निश्च्योतति | णिच्चोअइ | નિચોવે |
| ललाटपट्ट | णिलाडवट्ट (णिडलवट) | નિલવટ |
| लेखशाला | लेहसाला (लेसाल–नेसाल) | નિશાળ |
| निभालयति | निहालइ | નિહાળે |
| | णिप्पट्ट (के णिप्पट्ठ દેશ્ય) | નીપટ |
| निवेश | निएस | નેસ |
| स्नेह | नेह, नेहडउ અપ૦ | નેડો |

| | | |
|---|---|---|
| नूपुर | नेउर | નેવર, નેઉર |
| तन (कः) | तणउ (भणउ) | (તણો) નો |
| प्रतिवेशिकः | पाटउसिओ | પડોશી |
| पश्चात्तापकः | पच्छातावउ | પસ્તાવો |
| प्राघूर्णकः | परहुणउ | પરોણો (=મહેમાન) |
| प्रतोदनः | प्रओणउ | પરોણો (બળદનો પરોણો) |
| प्रस्तर | पत्थर | પત્થર |
| प्रतीयते | पत्तिजइ | પતીજ |
| पर्याण | पल्लाण | પલાણ |
| पुनः | पुणु | પણ |
| प्रत्यंचा | पडंचा | પણછ |
| परिधा | पहिर | પહેર |
| परिधानं | परिहाणं (पहिराण) | પહેરણ |
| पाद+धृ | पायधारइ (पाउधारइ) | પધારવું |
| प्रथिल्लकं | पहिल्लउ | પહેલું |
| प्रोतकं | प्रोयउं (प्रोयुं) | પરોવ્યું |
| पटह | पडह | પડો |
| प्रतिच्छन्दः | पडिछंदउ | પડછંદો |
| पर्यस्तिका | पल्लत्थिआ | પલાંઠી |
| प्रपा | (परव) | પરબ |
| प्रभवति | पहुत्तइ (पहुचइ) | પહોંચે |
| प्रभुत्व के प्रभूत | पहुत्त के पहुच | પહોંચવું |
| पर्यङ्क | पल्लंक | પલંગ |
| प्रतिघात | पडिघाट | પડઘો |
| प्रतिपदा | पडिवआ | પડવો |
| प्रातिवेश्मिक | पडिवेसिअ | પડોશી-પાડોશી |
| प्रसाद | पसाअ पसा+ली प्र. | પસલી |

| | | |
|---|---|---|
| वलयकं | वलयउ | બલૈયું |
| बेचारा (ફારસી) | — | બિચારો |
| वर्तयते | वत्तावेइ | બતાવવું |
| वंचति | वच्चइ | બચવું |
| बाजार (ફારસી) | — | બજાર |
| वाराणसी | वाणारसी | બનારસ |
| | बप्पुडउ (દેશ્ય, સિદ્ધહેમ ૪,૩૮૭) | બાપડો |
| द्वारकं | वारडउं (वारणउ) | બારણું |
| भीषा | बीहा + क અપ. પ્ર. (बीहक) | બીક |
| द्वितीयकं | बिइज्जउ | બીજું |
| | बहुरिया (દેશ્ય=સંમાર્જની) | બુહારી |
| | बुड्डइ (દેશ્ય) | બૂડે |
| उपविष्टकः | उवइट्ठउ (वइट्ठउ) | બેઠો |
| भयव्याकुलकः | भयवाउलउ | બ્હેબાકળો |
| भणितका | भणिअ | ભણી |
| | भ्रात्रीयक | ભત્રીજો |
| भक्त (=ओदन) | भत्त | ભાત (દાળભાત) |
| भक्ति (=प्रकार, रचना) | भत्ति | ભાત (પટોળાની ભાત) |
| भाटकं | भाडउं | ભાડું |
| भारवर्तक | भारवट्टय | ભારોટીયો |
| अभ्यंक्ते | अब्भंगइ (भींजइ) | ભીંજવું |
| भिन्नकः (=विलक्षण; न्यून) | भिण्णउ | ભીનો (વાન) |
| भूयसी [५] | — | ભૂરસી |
| महिषी | महिसी (म्हइसी) | ભેંશ |
| भ्रातृजाया | भाउज्जाइया | ભોજાઈ |

૫. જૂઓ ચ. પુ. પટેલ, ભૂરભા, ૭૦. भूरि ઉપરથી પણ 'ભૂરસી' નીકળતું સંભવે.

| | | |
|---|---|---|
| रक्षा | रक्खा+डी स्वार्थिक | રાખડી |
| | रेसि ( तादर्थ्यवाचक અપભ્રંશ અનુગ) | રેસિ |
| | लट्ठि | લાઠી |
| रूक्षक | लुक्खउ | લુખું |
| विद्युट | विच्छूढ (અથવા विच्छूढ= विरहित, वियुक्त; દેશ્ય) | વછૂટું |
| | विच्चि ( દેશ્ય ) | વચ્ચે |
| वत्सतरक | वच्छयरउ | વછેરો |
| विगोपयति | विगोवइ | વગોવે |
| | वंठ (દેશ્ય) | વંઠવું |
| वृद्धक | वड्डउ (અપ ) | વડો |
| व्यवसायिक | वसाइअ | વસવૈયા |
| विलोडितक | विलोडियउ | વલોવ્યું |
| अवलग्न | वलग्ग | વળગે |
| वर्त्मा | वट्टा-वट्ट | વાટ |
| वाणिजक | वाणियउ | વાણિયો |
| विशालक | विआलउ | વાળુ |
| | वद्दल (દેશ્ય) | વાદળ |
| वारुक | वारुअ | વારુ |
| वागुरिक | वागुरिय | વાઘરી |
| वानरक: | वाणरउ | વાદરો |
| मात्र | मेत्त | વાંત |
| वात+इल | वाइल्ल | વાયલ |
| विज्ञप्तिका | विण्णत्तिआ | વીનતી-વિનંતી |
| विहीनक | विहीणउ, विहूणउ | વિહોણો |
| व्यक्ति | — | વિગત |
| वृश्चिक: | विच्छिओ | વીછી |

| | | |
|---|---|---|
| श्वापद | सावय (सावज) | સાવજ |
| | सामडअउं (=प्रतीक्षितकं) | સામેયું |
| शृघति | सुंघइ | સુંઘવું |
| शुध्यते (૨૫૮ થવું) | सुज्झइ | સૂઝે |
| शुष्क | सुक्कउ | સૂકું |
| शून्यक | सुण्णउ | સૂનું |
| शय्या | सेज्जा | સેજ |
| सौवर्णक | सोअन्नअं | સોનું |
| सौचिका | सोइआ | સોય |
| समर्पयति | समप्पइ (सवँप्पइ) | સોંપવું |
| शोभते | सोहइ | સોહે |
| सौरभ | सोरम (सोडव्ह) | સોડમ |
| हरीतकी | हरडई | હરડે |
| अद्यापि | अज्जहु | હજુ, હજી |
| हरिताल | — | હરતાળ, હડતાળ |
| हरिद्रा | हलिद्दा | હળદર |
| अधुना | अहुणा (हउणा) | હમણાં |
| अस्थि | अट्ठि (અથવા हड्ड દેશ્ય) | હાડ |
| | हण्डउ | હાંડો |
| भवति (વ. કૃ. સપ્તમી એક૦) | होंतइ | હૂંતઈ(જૂ. ગૂ.=થતે) |
| हृद्यं | हिज्ज (हेज) | હેત-હેજ |
| हृदयकं | हियअउं | હૈયું |

---